# ધોળ તથા પદ વિગેરેનો સંગ્રહ*

પૂષ્ટીમાર્ગના વૈષ્ણવોને સારૂ

છપાવી પ્રસીદ્ધ કરનાર

**શા. લલુ પીતાંબર**



**અમદાવાદમાં**

કાગદીઓળ નજીક જુમાંમશીદની સામે

શેઠ. રૂસ્તમજી ડોસાભાઈના મકાનમાં

અમદાવાદ વિકટોરીઆ પ્રેસમાં

**શા. નાથાભાઈ લલુભાઈએ**

છાપી.

સંવત ૧૯૩૭—સને ૧૮૮૧

**કીંમત ૧—૮—૦**

[illegible]

વઈસ્નવને નિત્ય નિયમ રાખવાની શીક્ષા.
અધ્યાય શ્લોક તથા પ્રકરણનું પ્રમાણ સ્કંધ નિશે.
શ્રી દ્વારિકાની પરિક્રમા

# धोळ तथा पद विगेरेनो संग्रह

## ધોળ ૧.

અથ શ્રી સર્વોત્તમજીનું ધોળ.

ભલે પ્રગટ્યા શ્રી વલ્લભદેવ, પૂરૂષોતમ ભૂતળ ફરીજી; નહી પ્રાકૃત ધર્મનો લેશ, અપ્રાકૃત નિજ વપુ ધરીજી. ૧ કરે નિગમ નિરૂપણ એમ, તે સાકારની સ્તુતી કરેજી; માહાકળી કાળાદિક દોશ, પંડીતનો દ્રષ્ટ તિમર ભરીજી. ૨ મહીમા નવ જાણે જેહ, તે કહીએ આસુર હરીજી; વાળે દયા કરી સુખ રૂપ, નિજ લીલા પ્રગટ કરીજી. ૩ જેહેની વાણી અતિ દુર બોધ, થાએ સુબોધ જેણે કરીજી; જેનાં અષ્ટોતેર સત નામ, તે કહીએ માહા અઘ હરીજી. ૪ જેના રૂપાંતર અગ્નિકુમાર, જકતી છંદ નામે ધરાજી; શ્રી કૃષ્ન કમળ મુખ દેવ, ગીજી દ્રષ્ટ કરણા ભરીજી. ૫ કરે ભકિતમાં અંતરાય, તેહના સનપીગે જાણે સરીજી; આપે અધરામૃતની સીધ્ય, તે મધ્યે નિશ્ચય કરીજી. ૬

ચાલ ફરી છે.

વાહાલો આનંદ પરમાનંદ કહેવાય, શ્રીકૃસ્ન કમલ મુખ કૃપાનિધિ થાય. ૭ વાહાલો દૈવી બોધારન પ્રેતના ઉપાય, જેહના સ્મર્ણ માત્રથી આરત જાય. ૮ શ્રી ભાગ્વત ગુઢાર્થ પ્રગટાય, તે સાકાર બ્રહ્મના વાદ સ્થપાય. ૯ વેદ મારગ ચઉદ ભાવન કેહેવાય, માયા વાદ નિરાકાર સહુ ગાય. ૧૦ સરવે વાદ નિરાશ કરે તે લખાય, ભકિત મા

રગ સરસ કમળ વિકશાય. ૧૧ શ્રી સૌદ્રાદિકના ઓદ્ધા
ર સમરથ, જેના સાધન બળથી ન થાય અરથ. ૧૨ અં
ગીકાર માત્રથી સરવસ કીએ, કીધાં શ્રી ગોપીજન પતીને
પ્રીએ. ૧૩ અંગીકાર કરે મર્યાદાનું સાર, માહા કરૂણા
વત સમરથ અપાર. ૧૪ વાહાલો અભેદાન દેવાને બહુ
ચતુર, માહા ઉદાન ચરિત્ર કરે બહુ પૂર. ૧૫ લીલા દેખા
ડી પ્રાકૃતની જેહ, તેને મિશે મોહ્યા છે સુર રીપુ તેહ.
૧૬ વિશ્વાનર શ્રી વલ્લભ છે નામ. વાહાલો સુંદર રૂપ
સ્વજન હિત કામ. ૧૭ વાહાલો ભકિત કરે જન શિક્ષા
ને કાજ, આપે અખિલ ઇષ્ટ શ્રી વલ્લભરાજ. ૧૮ સરવ
લક્ષણથી સંપન વિવેક, શ્રી કૃષ્ણ જ્ઞાન દાતા ગુરૂ એક.
૧૯ પોતાના આનંદ થકી બહુ પૂર, છે કમળપત્રશાં ને
ત્ર સંતુષ્ટ. ૨૦ કૃપાદ્રષ્ટીની વૃષ્ટીથી હરખ્યાં મન, જીરે
દાસ દાસીજન પીયેછે આનંન. ૨૧ રોશદ્રષ્ટી કરે ભ-
કિત શત્રુ પ્રજાળ, ભકિત સેવીત સુખ શેવા રસાળ. ૨૨
જીરે ભકિત વીના નહી શેવા સાધ્ય, તે કારણથી કહીએ
દુરારાધ્ય. ૨૩ જેના ચરણ શરણ દુરલભ દરશાય, તેના
ઉગ્ર પ્રતાપ ત્રિલોક કહેવાય. ૨૪ વચનામૃત કરી પૂરયા શ્રી
વકના અરથ, શ્રી ભાગવત અમરત મથન જે સમરથ. ૨૫
એનું સાર કહીએ વૃજ સુંદરીના ભાવ, તેનું પરિપૂર્ણ છે
દેહ ભરાવ. ૨૬ સાંનિધ્યાનથી દાન કરે કૃષ્ટ પ્રેમ, ભકિત
મુકિત દેવાને જેને નેમ. ૨૭ એક રાસ લીલામાં તેનું તા
ન, પ્રભુ કૃપા કરી કરે કથાનું દાન. ૨૮ વાહાલો વિરહના
અનુભવને એ કાજ, સરવ ત્યાગ જણાવો શ્રી વલ્લભરાજ
૨૯ ઉપદેશ કરયો ભકિતના ચાર, લોક માંહે કરયો કરમ
મારગ પ્રચાર. ૩૦ વેદ શાસ્ત્ર કરે જગનાદીક દાન, તેનું

કૃળ મર્યાદા ભક્તિનું દાન. ૩૧ પ્રભુ પૂર્ણાનંદ છો પૂર્ણ કામ, સરસ્વતીના પતી દેત યશ અભિરામ. ૩૨ વાહાલે સહસ્ત્ર કર્યાં પુરૂષોતમ નામ, નિજ જનને આસર્ય એછે ધામ. ૩૩ ભક્તિ મારગની રીતનો કરવા ઉપદેશ, બહુ ગ્રંથે કરી ટાળ્યો સંસયનો લેશ. ૩૪ જેને પામવાને છાંડ્યા પ્રાણથી પ્રિય, એવા ભક્તિ સમાજ ભારાજ હૃદ્યે ૩૫ આપ સાધન કરે નિજ દાસને કાજ, એવા સમરથ શ્રી વલ્લભ માહારાજ. ૩૬ કરો ભક્તિ પ્રચાર તે ભૂતળ માંહ વશ કીધા પીતા થઈ ગ્રહીને બાંહ. ૩૭ સરવે સામરથ ધરયુ પોતાને વંશ, સરવ દુર કરી ટાળ્યો વિશ્વેનો અંશ ૩૮ પ્રભૂ પતિવરતાના પતિ સાક્ષાત, કરે આ લોક પરલોક દાન વિક્ષાત. ૩૯ જેના અંતઃકરણનું ગુઢ અપાર, અગિકતને જાણાવો મનનો વિચાર. ૪૦ ઉપાસનાદીક મારગ જે અન્ય, તેહનો મોહ ટાળી કીધો શેવક અનન્ય. ૪૧ કરો નિશ્ચે જે ભક્તિ સરવથી વિશેષ, કીધો શરણ મારગનો જુઓ ઉપદેશ. ૪૨ શ્રી કૃસ્ન નામની જણાવી વાત, લીલા કુંજ મ્હાહાંરી પરિપૂર્ણ ગાત ૪૩ કથા રસ મગ્ન સદા છે ચિત, વિસારયુ છે તેથી સરવે ભાજુ વિત. ૪૪ પ્રીય છે ઘણું વૃજને વૃજનો વાસ, કરે પૂર્ણ લીલા એકાંત વિલાસ. ૪૫ કરે ભક્તિ ઇચ્છા પરિપૂર્ણ દાન, નહી નિજ લીલાનું કોઇને જ્ઞાન. ૪૬ અતી માંહોક જેનું શીળ ઘણું, નહી લોક વિશે આશક્તિ છે અણુ. ૪૭ નિજ ભક્તિ વિશે આશક્તિ છે એક, પ્રભુ પાવન કીધા પતિત અનેક. ૪૮ જે કરે પેતાના ગુણનું ગાન, તેના હૃદય કમળ રેહેવાનું ઠામ. ૪૯ પ્રભુ નિજ સ્વરૂપ અમ્રત લેહેરી, તણે રસ વાસના બાળી સરવે હરી. ૫૦ પ્રભૂ પોતે સરવ થકી છે પર,

નવ કરે તુલ્યતા કોઈ અપરે. ૫૧ બીજા રસ અમરત તો રંગ બહુ, બીજબ્યાં છે ભક્ત શરીર સહૂ. ૫૨ રૂચી આવે ગોવરધન ગીરી વાસ, તે બીજા માંહે અતસે ઉલાસ. ૫૩ કરે યત્ન ભોગ યત્નનાં કરમ, આપે અરથ કામને મોક્ષનું ધરમ. ૫૪ પ્રભૂ સત્ય વચન છો ત્રીગુણાતીત, નિત્ય ચતુરાઈ છે અતી અગણીત. ૫૫ જે કરે પોતાની કીરતી પ્રકાશ, કરયુ બ્યાસ સુત્રને નૌતમ ભાસ. ૫૬ અતી તુચ્છ તુલ્ય જે માયા વાદ, કરી ભસ્મને સ્થાપો બ્રહ્મ ભાસ. ૫૭ આપ્રાણુ અલૌકીક અતી કાન્ત, હસતુ મુખ શોભે છે બહુ બ્રાંત. ૫૮ પ્રભૂ ત્રીલોકનું ભુશણુ સાર, વાહાલા પ્રગટ ભાગ ધરણીનું અપાર. ૫૯ પ્રભુ સુંદરતા છે અતી અનુપ, કયમ વરણન કરી શકુ એ રૂપ. ૬૦ માગે છે સહુ પોતાના જન, ચરણારવિંદની રજ જે ધન્ય. ૬૧ એ કહ્યાં એકસોને આઠે નામ, શ્રી વલ્લભ આનંદનું જે ધામ. ૬૨ ચાલ ફરી છે.

એ શુદ્ધ કરી નીત્ય ગાયરે, તેનું મન પેહેલુ સ્થીર થાયરે; ૬૩ અધરામૃતની શીઘ્ય વામેરે, જ્યાંહાં સંસય નહી તે નામેરે. ૬૪ એ પામ્યા વિના મોક્ષ હિનરે, અક્રતમાં મુક્ત છે લીનરે. ૬૫ તેથી સરવોતમ જપ કરવારે શ્રી ક્રસ્ન રસે મન ભરવારે. ૬૬ શ્રી વિઠલ રૂચીત એ નામરે, જે ગાય તેનું થાય કામરે. ૬૭ તેનો જનમ સુફળ છે લેખેરે, શ્રી વરજભુષણનાં સુખ દેખેરે. ૬૮

---

## ધોળ. ૨

### અથ શ્રી નવરત્નનું ધોળ.

શ્રીમદ વલ્લભ માહા પ્રભુને નમુજી, શ્રી વીઠલ પ્રભૂને

લાગુ પાય; શ્રી બાળકૃષ્ણજીને પરણામુજી. શ્રી વ્રજભુષનજી પરમકૃપાળ. શ્રીમદ૦ ૧ શ્રીવલ્લભદેવ માહા કરૂણા કરીજી, જેથી જીવનું કાજ થાય; સર્વ વૈશ્નવની કરી એ કરીજી, સઘળી ચીંતા નીર્વત થાય. શ્રીમદ૦ ૨ દ્રઢ આશ્રય શ્રીમહાપ્રભુજીનો રાખીએજી, ચીંતા નવ ધરીએ લગાર; સર્વ આત્મા શ્રીજીને સમર્પિએજી; એછે ભક્ત તણો આધાર. શ્રીમદ૦ ૩ પૂષ્ટી માર્ગમાં શ્રીજી રેહે સદાજી, જીવ કીધા છે અંગીકાર; અલૌકીકની ગતા ના આપે કદા, પ્રભુ નથી જોતા અવીકાર. શ્રીમદ૦ ૪ નામ નિવેદન કીધા થકીજી, પ્રભુ રાખે પોતાની પાસ વશ ન થાય એ પ્રભૂ કોયકીજી, વશ થઇ રહ્યા શ્રી વલ્લભની પાસ શ્રીમદ૦ ૫ નિવેદન મત્રનું સ્મરણ કરવુંજી, સર્વદા ભગવત સાથ; એ વચ્છાની સંગે ના ફરવુંજી; કૃપા થાય ત્યાદશી હાથ. શ્રીમદ૦ ૬ ફળની ચિંતા નવ રાખીએજી, પ્રભુ સરવે સ્વર કહેવાય; સરવના આત્મા શ્રીજી એ સાખીઆજી, દુર ભકતપો ક્યમ રેહેવાય. શ્રીમદ૦ ૭ એમન ગમે તે કરો એવું જાણવુંજી, હરીનું બર્દ છેરે દયાળ; સ્ત્રી પૂત્રાદિક પૂસ્ટીમાં આણવુંજી, જોગટાના વિચાર મયાળ. શ્રીમદ૦ ૮ નિવેદન કરવૂં સરવે સંગાથશુજી, અનન્વિન ચોગના ચીતા ન રાખ; અત્તાના હોય કીવા ત્તાશુજી, સમાનુ અધિક છે એવું માં રાખ. શ્રીમદ૦ ૯ જેણે આત્માં નિવેદન કીધું છેજી, તેના આચારમાં સંસય ના જાણ; સંગાથે શ્રીમાહા પ્રભુજીએ દીધુંછેજી, તેથી મનમાં સંસય ના આણિ શ્રીમદ૦ ૧૦ સમર્પણ મંત્ર માહા સમર્થછેજી, ન જાણ્યાથ પાચ્યો સાક્ષાત; એકે અંશકાા નથી પૂણછેજી, શ્રીજી પૂરૂષોતમ સાક્ષાત. શ્રીમદ૦ ૧૧ એ પ્રભુ સર્વ થકી પોતે પરછેજી,

વળી મહા સમર્થ છે નાથ; ભક્તનાં દુઃખ હરે સુખ કરેછે જી, શાંતા ના કીજીએજી માથે એ નાથ. શ્રીમદ૦ ૧૨ લૌકીક વયવહીક કર્મજજી, તે હરી સિદ્ધ થાવા દે નહી; તાએ પણ શેવા સ્મરણને ધર્મજજી, તેથી મન દુર કીજે નહી શ્રીમદ૦ ૧૩ પુશ્ટી માર્ગમાં પ્રભુજી રેહે સદાજી, વળી જીવનું કીધું શું હોય; પ્રભુ કરે તેતો સુખ માની રહીએજી, ઉદ્વેગ ન ધરે મન માંહ. શ્રીમદ૦ ૧૪ દીનત ભાવ મનમાં રાખીએજી, બીજા સાધનનું શું કામ; શ્રીસરવે શેવા સાધવાજી, ગુરુની આગ્ના થકી એ કામ. શ્રીમદ૦ ૧૫ ગુરુની આગ્ના ઉલંગન ના કરીએજી, એમની ઇચ્છાએ થાય તે થાય; આપણા મન પ્રભુજીમાં દીજીએજી, પ્રભુથી અધીક રાખીએ ભાવ. શ્રીમદ૦ ૧૬ શેવા કરો નિત્યે ચિત પ્રીતશુંજી, તો સુખે રહો જુગમાંહ; પરીક્ષા અર્થ કદા શીજી ચીતશુંજી, સાક્ષી થઇ રહે સુખ હોય. શ્રીમદ૦ ૧૭ તાએ ધારજ રાખી શેવા કરોજી, હરી સુખ કર્તાછે સત્ય; એમની લીલા જાણી ચીંતા દુર કરોજી, વઇશ્નવને એહ જુગત ૧૮ એકાદશ ઇંદ્રીઓ પ્રભુજીના સનમુખજી, શેવામાં દીવસને રાત્ર; એકે ઇંદ્રી વીમુખ નવ કીજીએજી, સરવોતમ ભક્તિ અહો રાત્ર. શ્રીમદ૦ ૧૯ શ્રીકૃશ્ન શર્ણંમ સદા જપોજી, ન વિસારીએ પળમાત્ર; એ જુગતે કરી ચિંતા દુર તજોજી, થાશો શ્રીજીની કૃપા પાત્ર. શ્રીમદ૦ ૨૦ શ્રીમહા પ્રભુજી કહે માહરા એ મતજી, વળી એ છે નિરાધાર; સરવે વઇશ્નવ રાખજો ચિત ધરીજી, શ્રીજી શ્રી વલ્લભ આધાર. શ્રીમદ૦ ૨૧ એ અમુલ્ય રત્ન જે કોઈ ચિત ધરીજી, તેહને પુશ્ટી ભક્તિ દ્રઢ ફળ હોય; જે કોઇ ધોળ ગાએ ને સાંભળેજી. તેહને પર્માનંદ સુખ હોય.

શ્રીમદ૰ ૨૨ ર્ભાતિશ્રી નવ રત્નનું ધોળ સંપૂર્ણ.

## ધોળ ૩

ઉત્તમ વરત એકાદશી, સાહેલીરે; આજ માહારે અપવાસ, જુમનાજી જઈએ ઝીલવા સાહેલીરે૰ રંગાલી ગલી રળીઆમણી સાહેલીરે; વર્ઇરનવની ભીડાભીડ, જુમનાં૰ સાહેલીરે. સરખી સઇંયર ટોળે મળી માહેલીરે; હધડે હરખ ના માય જુમનાંજી જઈએ ઝીલવા સાહેલીરે. વહુ બેટી હીંડે મલપતાં સાહેલીરે, સઉકોને દરસન થાય જુમનાં૰ સહેલીરે. સાકર કેરા કહરા પડ્યા સાહેલીરે, દુધડે વરસ્યા મેહ જુમનાં૰ સાહેલીરે. ગોકુળ ગામ રળીયામણું સાહેલીરે; સુંદર જુમનાનાં નીર, જુમનાં૰ સાહેલીરે. જુમનાંજીમાં ઝીલતાં સાહેલીરે, છુટા મેહેલી કેશ જુમનાં૰ સાહેલીરે. રમણ રેતીમાં લોટતાં સાહેલીરે, ટુટયા નવસરહાર જુમનાં૰ સાહેલીરે. વરજવાશી સામા મળ્યા સાહેલીરે, હરખે સાઇશું કેશ જુમનાં૰ સાહેલીરે. પરસાદ મેહેલા મોકળા સાહેલીરે, ઢોર તણો નહી પાર જુમનાં૰ સાહેલીરે. માધવદાસની વીનતી સાહેલીરે, આપોના વરજમાં વાસ જુમનાંજી જઈએ ઝીલવા સાહેલીરે.

## ધોળ ૪

અથ શ્રી ચોરાશી વઇસ્નવનું ધોળ.

શ્રી ગુરૂ જગપદ કમળ રજવંદુ, વંદુ નિત્ય ધરી નેમ; દુઃખ હરણ સુખસેં નિધી, ફળદાયક ભક્તિ પ્રેમ. ૧ શ્રી વલ્લભ શ્રી વીઠલ પ્રભૂ, શ્રી કરન પુરણ કામ; ચોરાશી મહા ભક્ત તેતો, કરૂ વર્ણવ નામ, ૨ જેનું સ્મરણ કરેથી,

અઘદુઃખ કળેશ જાય; પુષ્ટિ પંથ પ્રભૂ પ્રસન હોય, માહા પતિત પાવન થાય. ૩ મન વાંછીત ફળ સીધ પામે, ગાતાં એ અભિધાન; શી મહા પ્રભુ નાજાનંદનું, કરે તેને દાન. ૪ ॥ ઢાળ ॥ શી દામોદરદાસ હરશાંનીરે, ક્રસનદાસ મેઘન વદે વાણીરે. ૫ સંભરવાળા દામોદરદાસરે, જેનો કનોજ મધ્યે વાસરે. ૬ પદમનાભદાસ હરીભકતરે, તુળશાં પદ પ્રભૂ આશકતરે. ૭ વધુ તેની કહીએ પારવતીરે, સુત રૂગનાથદાસ સમરતીરે. ૮ રજોબાઇ વઈસનવ ક્ષત્રાણીરે, શેવા શ્રી વલ્લભવરની આણીરે. ૯ વઈસનવ સેઠ પરસોતમદાસરે, કાશીપૂર મધ્યે તેનો વાસરે, ૧૦ બાઈ રૂક્ષમણી પૂત્રી તેનીરે, શેવા અતુલીન કહીએ જેનીરે. ૧૧ શેઠના સુત ગોપાળદાસરે, શેવા સ્મરણથી ઉલાસરે. ૧૨ રામદાસ હરી રંગ રાતારે, ગદાધરદાસ જગત વિખ્યાતારે. ૧૩ વેણીદાસ માધવદાસ ભાઈરે, હરીવંશ પાઠક સુખદાઈરે. ૧૪ ગોવીંદદાસ ભલા તે વખાણીરે, વઈસનવ કહીએ એમાં ક્ષત્રાણીરે. ૧૫ ગજનધાવને શેવ્યા મોરારીરે, દાસ નારણ બ્રહ્મચારીરે. ૧૬ માહા વનની વઈશનવ ક્ષત્રાણીરે, જાદવદાસ સુશીલા જાણીરે. ૧૭ ક્ષત્રી વઈસનવ દેવ કપુરરે, શેઠ દીનકર પ્રેમી પૂરરે. ૧૮ પ્રભુદાસ ભાટ હરીજનરે, દાસ પૂરશોતમ ધન્ય ધન્ય . ૧૯ ત્રીપૂરદાસ વઇસનવ કાયરતરે, પુરણમલ્લ રશીક રસામરતરે. ૨૦ જાદવ ઇંદ્રદાસ પ્રજાપતરે, ગોસાઈદાસ શેવા હરી અંતરે. ૨૧ માધવભટ કાસ્મીરમાં વાસરે, વાંસવાડાના ગોપાળદાસરે. ૨૨ પદમ રાવલની અતી શેવારે, પુરૂશોતમ જોશી તેવારે. ૨૩ જગનનાથ જોશી તેના ભરાતરે, વળી વઈસનવ તેની માતરે. ૨૪ જોશી નરહર હરીના દાસરે, ગામ ગોધરે રાણા વ્યાસરે. ૨૫ વઈ-

સ્નવ રજપુતાણી હરીની દાસીરે, રામદાસ ગુજરાતના વા
સીરે. ૨૬ દવે ગોવીંદ હરી રસ માતારે, રજો માધવ બેઉ
ભ્રાતારે. ૨૭ ઉત્તમ અષ્ટ સોકદાસ શીવા ભારીરે, શીવક શ્રી
જીના કેહેતા મેહેતારીરે. ૨૮ ઇશ્વરદાસ દવે રસ મગ્નરે, હ-
રી હરી જાન શુચિત લગ્નરે. ૨૯ વઇસ્નવ છકડા વાસુદેવ
દાસરે, શીવા અરથે રેહેતા પ્રભુ પાસરે. ૩૦ ક્રશ્નદાસ ગગ
રી સુખ કંદરે, બાગા વેણુ હરીત દુખ દંદરે. ૩૧ એ
ભેઉના એક ખવાસરે, તેનું નામ તે જાદવદાસરે. ૩૨ સ્થા
નેસ્વર વિપ્ર તે જગતાનંદરે, શીખ્યા શ્રી હરી અતી આનંદ
રે. ૩૩ બ્રાહ્મણી અડેલીની વઇસ્નવ બાઇરે, આનંદદાસ
વિશંભરદાસ ભાઇરે. ૩૪ વઇસ્નવ ક્ષત્રાણી પ્રભુ પ્રીતરે,
રામદાસ મીરાંના પરોહીતરે. ૩૫ ક્રસ્નદાસી ખવાસણી
જાણીરે, જેની માંની શ્રી વલ્લભે વાંણીરે. ૩૬ બુલામીશ્રી
શ્રી વલ્લભ વરનારે, રામનંદ પંડીત સ્થાનેસ્વરનારે. ૩૭ વ
ઇસ્નવદાસ રસપૂરરે, જીવણદાસ તે ક્ષત્રી કપુરરે. ૩૮ સાર-
સ્વત પ્રોહીત ભગવાનદાસરે, જેનું ચિત સદા પ્રભુ પાસરે.
૩૯ વઇસ્નવ ભગવાનદાસ ભીતરીઆરે, શ્રીજીના શીવામાં
ઠરીઆરે. ૪૦ ચતુરદાસ સનોઢીઆ કહોએરે, ગૌડ વિપ્ર
અચ્યુતદાસ લહીએરે. ૪૧ સારસ્વત વળી અચ્યુતદાસરે, ના
રાણદાસ અંબાલે વાસરે. ૪૨ નારણદાસ ભટ મથુરાંનારે,
નારણદાસ લવાણું ઠઠાનારે. ૪૩ ક્ષત્રાણી ગોરજાસ ભરા
ઇરે, સાસુને વહુ વઇસ્નવ બાઇરે. ૪૪ સીંહાનંદના ક્ષત્રી
સારારે, વઇસ્નવ અડેલના એક સુતારરે. ૪૫ એક વઇષ્ણ
વ હરી ગુંણ ગાતારે, દામોદરદાસની માતારે. ૪૬ સીંહાનંદ
ક્ષત્રાણીના વાસરે, ફરી લખ્યા પુરશોતમદાસરે. ૪૭ કવીરાજ
ભાટ ગુણ ગાવેરે, ગોપાળદાસ ઇટોરાના કહાવેરે. ૪૮ જ-

નારદનદાસ વઇષ્ણવ ક્ષત્રીરે, ગઉશ્વામી બ્રહ્મણ હરી મીત્રરે. ૪૯ કન્યાસાસ ક્ષત્રી પ્રકાસરે, વિપ્ર એકાગ્ના હરીદાસરે. ૫૦ બાળકૃષ્ણ બદ્રાયણદાસરે, સેવા સમરણના અભ્યાસરે. ૫૧ વઇષ્ણવ રામદાસ ગુહાણરે, સેવા સમરણમાં સુજાણરે. ૫૨ મણી ચિત સદ્દ પાંડે ભવાનારે, નરોબાઇ હરી મન માનીરે. ૫૩ નરહર સન્યાસી હરી ભ્રાતરે, જેનાહરીપદ નિરમળ મતરે. ૫૪ ગોપાળદાસ કહીએ જટાધારીરે, વાસ વ્રજમાં શ્રીજ્યા ગીરધારીરે. ૫૫ સંત પોખર રજ વેચ્યું નારીરે, કૃસ્નદાસે પર ણે સોંપી ચારીરે. ૫૬ આગ્રે ચોપડા સનદાસરે, સુરદાસે ગ્રંથા અવિનાશરે. ૫૭ પટલ મહાવજી રજુ સહીતરે, પતી પતિન પ્રભુ ચિતરે. ૫૮ ગોપાળદાસ નરોડાના કહાવેરે, શ્રીજે શામન હરખે હુલરાવેરે. ૫૯ સુરદાસ શીરોમણ ભકતરે, ગાયા ગીરધારી જાણે જકતરે. ૬૦ સરવોપરિદાસ પરમાનંદરે, ગાયા ગુણનીધી બાળમુકુંદરે. ૬૧ કુંભનદાસ માહા રસ કંદરે, સખી ભાવે શ્રીજ્યા શ્રી ગોવિંદરે ૬૨ સુત કૃસ્નદાસ દ્રઢ એવારે, છોડયા પ્રાણ ન છોડી ગઉ શ્રેવારે. ૬૩ કરશનદાસ કહીએ અધિકારીરે, ગાયા શ્રીજ્યા શ્રી રાસ બીહારરે. ૬૪ ગાયા વઇષ્ણવ એ ચોરાશીરે, શ્રી વલ્લભ પદ નિકટના વાશીરે. ૬૫

સાલ કરી છે. સકળ તત્વનું તત્ત છે, એ સાર માંહે સાર; એ પાઠ કરતા માત્રમાં, વશ થાય શ્રી નંદકુમાર. ૬૬ શ્રી વલ્લભ શ્રી વિઠલ પ્રભુ જે પ્રસન કરવા આહે; નથી અન્ય ઉપાય એહને, હરી ભકતના ગુણ ગાય ૬૭ શ્રી આચાર્યજી માહા પ્રભુજીના, અંતરંગ એ ભકત; મુજ ઉપર કરૂણા કરી, દો શ્રી વલ્લભ આશકત. વઇષ્ણવ પદ કમળ રજ રતી તણી આચ; ગાય ગુણ હરીદાસના,

દયારામનો દાસ. ૬૯

## ધોળ ૫

### અથ ચોરાશી વૈષ્ણવનુ ધોળ.

( તે બીજામાં જે જે સ્વરૂપ હતું તે સ્વરૂપ સાથે લખ્યુ છે,)

શ્રી વલ્લભ ચરણ રેજને, નમુ નિત્ય ધરી માન; ચિં-
તા ચિતવી સહુ ટળે, ને મીટે ઉર અજ્ઞાન. ૧ શ્રી વિઠલ
પ્રભૂ પદ પરશ, રજવંદુ નિત્ય ધરી નેમ; દુઃખ હરણ સુ
ખ શ્રી નાધી, વળી દાએક ભક્તિ પ્રેમ. ૨ શ્રી આચાર્ય
જી માહા પ્રભુના, ચોરાશી જે ભક્ત; તેના ગુણ વરણવું
જુગ માંહે જાણે જગત. ૩ તેમના મુળ સ્વરૂપનું, કરૂ નામ
તે વિક્ષાત; સાંભળતાં સુખ અતી ઘણું. પ્રભૂ પ્રસન હોય
સાક્ષાત. ૪ ઢાળ. દેશી ચાલતી. શ્રી દામોદરદાસ હરસા
ણીરે, લલીતાજીનું પ્રાગટ જાણીરે. ૫ કૃષ્ણદાસ મેઘન વ
ળી કહીએરે, વાશાખાજીનું પ્રાગટ લહીએરે. ૬ હેતે હરી-
ભક્તના ગુણ ગાશેરે, તેનો જન્મ કૃતારથ થાશેરે. ૭ સં-
ભરવાળા દામોદરદાસરે, કુંજ રચનામાં ચિત્ર હુલાસરે. ૮
એ કહીએ ન્યાતમાં ક્ષત્રીરે, હતી દાસી વીદુરજીના ઘરીરે.
૯ પદમનાભદાસ ભરપૂરરે, કોટીકમાં વીરલા સુરરે. ૧૦
ચંપકલતા સખી તે કહીએરે, મણી કુંડળા તે તુલસા લ
હીએરે. ૧૧ વધું સુતની કહીએ પારવતીરે, રૂપ વીલાની રૂ
પવતીરે; ૧૨ રૂઘનાથદાસ સુક નામરે, સખી રૂપ તે ગુ-
ણ અભીરામરે; ૧૩ રજોબાઇ વૈષ્ણવ ક્ષત્રાણીરે, લલીતા
જીની દાસી જાણીરે; ૧૪ રતીકળા સખીનું નામરે, માહા
પ્રભુજી સેવ્યાનું ઠામરે; ૧૫ દાસ શેઠ પુરશોતમ કહીએરે,

ઈંદુ લેખાનું પ્રાગટ લહોએરે; ૧૬ સખી માદની તેહની જા ણીરે, પૂત્રી રૂક્ષ્મણી તેતો વખાણીરે. ૧૭ શેઠના સુત ગો પાળદાસરે, સખી ગાયન કળાનો હુલાસરે; ૧૮ રામદાસ દ્વિ જ સારસ્વતરે, પ્રેમ મંજરી સખી રસ મતરે. ૧૯ ગ- દાધરે કપીલ સારસ્વતરે, ગામ કડામાં રેહેતા આવ્યા વ્રત રે. ૨૦ જુથ કુમારીકામાં નામરે, કન કંડી સખી શુભ ગ્રામરે ૨૧ વેણીદાસ તે ક્ષત્રી કહીએરે. ખેલ નદરાયજી ના લહોએરે. ૨૨ માધવદાસ તેમના ભ્રાતરે, સખી રત્નપ્ર- ભા સાક્ષાતરે. ૨૩ હરીવંશ પાંડેક સુખદાઈરે, સખી ગ- ભી ઉનાલીકા તાઈરે. ૨૪ ગોવીંદદાસ ભલા તમે આવેશારે નંદ રાયજીના ઘરના ભેશારે. ૨૫ કડા માંહે અંબા ક્ષત્રા ણીરે, લીલા માંહે રોહણીજી જાણીરે. ૨૬ ગજન ધાવન ક્ષત્રી ચેનારે, સખી નામ તે એનું શુભ તેનારે, ૨૭ બ્રહ્મ ચારી નારાયણદાસરે, માહા વનમાં તેના નિવાસરે. ૨૮ સ ખી મથુરે લક્ષણા નામરે, ભત્રીજા ચતુરા ધામરે. ૨૯ ક્ષ ત્રાણી માહા વનમાં રેહેતારે, સખી નામ તે ભદ્રા કેહેતા રે. ૩૦ જીઆદાસ શુર વળી ક્ષત્રં રે, સખી નામ તે શામા વતીરે. ૩૧ વઈશ્નવ ક્ષત્રી તે દેવ કપુરરે, સખી નામ પ્ર- વિના પૂરરે. ૩૨ સ્ત્રી તેની તે શેવાય શીલારે, સખી નામ તેનું રશીલીરે. ૩૩ શેઠ દીનકર શ્રવણ રશીનારે, સખી આ તુરી નામ તે લીલારે. ૩૪ ધરાનંદ તે દીનકર દાસરે, ધરૂ વનંદ તે મુકંદદાસરે; ૩૫ ક્ષત્રી પ્રભૂદાસ જળ લોટારે, સખી નામ તે મનમથ મોટારે. ૩૬ શીહાનંદ ભાટ પ્રભુ દાસરે, કુળ હેથી સખી સાક્ષાતરે; ૩૭ પૂરશોતમદાસ તે ક્ષત્રીરે, વળી વઇશ્નવ હેમની સ્ત્રીરે; ૩૮ પુરશ નામ તે મા ધવી કહોએરે, સખી સ્ત્રી માલતી લહોએરે; ૩૯ ત્રીપૂરદાસ

વૈશ્નવ કાયરતરે, સખી નામ તે હરણી પ્રસસતરે; ૪૦ પૂરણ
મલ અંબાલે વાસરે, સખી ચિત્રલેખા સુખ રાસરે ૪૧
જાદવ ઇંદ્રદાસ પ્રજાપતરે, ગાયા નામ તે મદાનમરતરે. ૪૨
ગોસાબદાસ મથુરાંના વાર્થારે: ગોવિંદકુંડનાં સુવા નાવાથી
રે; ૪૩ માધવભટ કાશમેરી કહીએરે, નામ રત્ના કુમારકા
માં લહીએરે. ૪૪ વાંસદાના ગોપાળદાસરે, રસ પ્રકાશ રસ
માં હુલાસરે; ૪૫ પદમ રાવળ ઉજેણુમાં કહીએરે, રાજ
લીલા દ્વારકાંમાં લહીએરે; ૪૬ આ રૂક્માણીજીની ખવાર્થારે
સખી નામ તે ભામણા હુલાર્થારે; ૪૭ વઇસ્નવ જોશી પુ
રશોતમ જેહરે, ગુંગુ ચુડા સખી નામ તેહરે: ૪૮ સ્ત્રી વ
ઇસ્નવ એમની કહીએરે, દુરવા સખી નામ તે લહીએરે.
૪૯ જગંનાથ જોશી વળી કહીએરે, સખી નામ સોરભી
લહીએરે; ૫૦ સખી છબી લીધી તેહના માતરે, ગંધા રે-
ખા તે નરહર ભ્રાતરે. ૫૧ રાણા વ્યાસ ગોધરા ગામરે,
નાગરવેલ સખીનું નામરે; ૫૨ ગોવીંદ દુબે બડાલાંમાં ક-
હીએરે, તન મધ્ય દ્વારકાંમાં લહીએરે; ૫૩ રાજન દુબે મા
ધવ દુબે કહીએરે, લલીતાજીના સખીઓ લહીએરે ૫૪
રાજો સખી તે કુંજરા નામરે, માધો રસ રંગાણીકા ગ્રામ
રે. ૫૫ ઉત્તન શ્લોકદાસ શીવા ભારીરે, સખી લિલ્લા ના
મ નીરધારરે. ૫૬ ઇશ્વરદાસ દુબે વળી કહીએરે, સખી ના
તે મેનાં લહીએરે; ૫૭ વઇસ્નવ છકડા વાસુદેવ દાસરે,
શીહાનંદમાં તેહનો વાસરે. ૫૮ સદાનંદ રાવજીના કહી
એરે, મનસુખા ગોપ તે લહીએરે. ૫૯ બાબા બેણુ સખી
સુરેશીનીરે, કરસનદાસ કમળાતા તેહુનીરે; ૬૦ જાદવદાસ ખ-
વાસ તે કહીએરે, સખી નામ તીલકના લહીએરે. ૬૧ રઘા
નેશર વિપ્ર જગતાનંદરે, સખી માધુરી મન આનંદરે; ૬૨

આનંદાસ નાગરી કહીએરે, સિંગારદાસ વલ્લભા લહીએ રે; ૬૩ બ્રાહ્મણી એક અડેલમાં રેહેતીરે, સખી શશી કળા સહુ કેહેતીરે; ૬૪ વણબણ ક્ષત્રાણી એક બાઇરે, સખી નામ તે લીલા ગાઇરે; ૬૫ ક્ષત્રાણી ગોરજા સંભરાઇરે, સાસુ વહુને સદા સુખદાઇરે; ૬૬ સખી નંદા તે ગુરજા કહીએરે, સંભરાઇ તે વૃંદા લહીએરે; ૬૭ કૃષ્ણદાસ ખવાસણી જાણીરે, વરજ મંગળા સખી વખાણીરે; ૬૮ ભોલા મિશ્ર લાહોરના કહીએરે, સખી નામ સુમંદારા લહીએરે; ૬૯ રામદાસ મીરાંના પ્રોહીતરે, સખી કહાયા નામ સહીતરે; ૭૦ વણબણ રામદાસ ચોહાણરે, મધુ એની સખી પ્રમાણરે; ૭૧ રામાનંદ પંડ્યા શ્યાને સારેરે, કુંજ લીલા માતમ ચરેરે; ૭૨ વિસ્નુદાસ છીપા રસ છકમાંરે, સખી કમળા અતીજ ગઇ સંગમાંરે. ૭૩ ક્ષત્રી જીવણદાસ કપૂરરે, સખી ઇસવરી અતી સુખ પૂરરે; ૭૪ સારસ્વત દ્વિજ ભગવાનદાસરે, વસુગંધ સખીના સુવાસરે; ૭૫ ભગવાનદાસ ભીતરીઆ કહીએરે, સખી નામ સુંદરી લહીએરે, ૭૬ અચ્યુતદાસ સનોડીઆ કહીએરે, સખી માધુરી નામ તે લહીએરે; ૭૭ અચ્યુતદાસ તે ગૌડ બ્રાહ્મણરે, મેહની સખી નામ તે જાણરે; ૭૮ અચ્યુતદાસ કડાના કહીએરે, સખી નામ રેસાત્મીકા લહીએરે; ૭૯ નારણદાસ અંબાલેકે વાસીરે, સખી નામ તે વરજ વિલાશીરે; ૮૦ નારણદાસ ભાટ મથુરાંનારે, તેતો બાદર ગોકુળમાંનારે; ૮૧ નારણદાસ લવાંણા ઠઠામાંરે, સખી કેતકર નામ ઘટામાંરે; ૮૨ ક્ષત્રાંણી સીંહાનંદમાં રેહેતીરે, સુનંદા નામ સખી કેહેતીરે; ૮૩ દામોદરદાસની માતરે, વીરબાઇ નામ સાક્ષાતરે; ૮૪ લીલા માહે પુલી દીજી કહીએરે, વન દેવી તેતો લહીએરે; ૮૫ શ્રી પૂ

૩પ શ્રીનંદકે કહીએરે, વીશાખાજીની સખીએ લહીએરે. ૮૬ રંભાનામ તે પુરૂષ જાણોરે, દશા નામ તે સ્ત્રી વખાણોરે. ૮૭ સુથાર ખાતી અડેલમાં રેહેતારે, શંખા નામ સુદામા કેહેતારે. ૮૮ ક્ષત્રી અન્ય મારગીનો સ્નેહીરે, સખી મોહની નામ તે તેહીરે. ૮૯ કવિ લધુ પૂરૂશોતમ કહીએરે, નંદરાય તણા ભાટ લહીએરે. ૯૦ ઉમાશંકર તેનું નામરે, જશ વરણવ્યાનું તેને કામરે. ૯૧ કવિરાજ ભાટ મથુરાંનારે, સાંડેલ નામ પૂરાનારે; ૯૨ ગોપાળદાસ નરોડાના ક્ષત્રીરે, સંગીત કળા ગુણ ખત્રીરે. ૯૩ જનારદનદાસ ક્ષત્રી કહીએરે, સખી કલાવતી નામ લહીએરે; ૯૪ ગદુ સ્વામી બ્રાહ્મણ વદ્રાવનમાંરે, સખી વંદી નામ દે આનંદમાંરે; ૯૫ કનૈયા શાહ ક્ષત્રી જેહરે, આગ્રાના વાશી તે હરે. ૯૬ સખી લલીતાજીની કહીએરે, સખી નામ કમોદની લહીએરે. ૯૭ વિપ્ર ઓડીઆ નરહરીદાસરે, શુંગાર સખીનો સુવાસરે. ૯૮ નરહર સન્યાસી વળી કહીએરે, સખી નામ ગુલાબી લહીએરે. ૯૯ શદુ પાંન્ડે આનોરમાં વાસરે, ચંદ્રભાણ ગોપ સાક્ષાતરે; ૧૦૦ વળી ભાઈમા ગ્રેકચંદ કહીએરે, મંજુ મંગળા નામ તે લહીએરે; ૧૦૧ શદુપાંન્ડે વધું ભવાનારે, બેટી નરો બણી મનમાનીરે; ૧૦૨ જસોદાજીની નાણદીઓ હોયરે, બેટી રામદે શામદે હોયરે; ૧૦૩ ગોપાળદાસ કહીએ જટાધારીરે, સુભદ્રા સખી નીરધારીરે; ૧૦૪ કૃશ્નદાસ શાસ્ત્રી આનંદરે, સખી નામ તે નંદા સુમંદારે; ૧૦૫ શતદાસ ને ચોપડા ક્ષત્રીરે, સખી ચંદ્રિકા નામ પ્રસંસ્તારે; ૧૦૬ સુંદરદાસ સખા નામ શીલારે, માધવદાસ સખી નામ લીલારે. ૧૦૭ પટેલ માધવજી. વીરજી કહીએરે, સખી સુખા હરખા લહીએરે. ૧૦૮ ગોપા

જદાસ નરોડાનો વાસરે, જશવંત નંદનો ખવાસરે; ૧૦૯ બાળકૃષ્ણ બાદરાયણદાસરે, સ્ત્રી સહીત મોરવીમાં વાસરે. ૧૧૦ સૂત્રિડિપા સખી નામ કહીએરે, સ્ત્રી નામ તે ગંગા લહીએરે. ૧૧૧ સુરદાસ તે સાગર શુરરે, ગયા ગીરધારી ગુણ ભરપૂરરે; ૧૧૨ સખી કૃસ્નનું પ્રાગટ કહીએરે, સખી ચંપકલતા તે લહીએરે; ૧૧૩ સાગર વળી પરમાનંદદાસરે બાળ લીલામાં ગાન ઉલાસરે; ૧૧૪ સખી તુકનું પ્રાગટ જેહરે, સખી ચંદ્રભગા કહીએ તેહરે; ૧૧૫ કુંભદાસ કહ ર સમરસ્તરે, શ્રીજીના સ્વરૂપમાં આસકતરે; ૧૧૬ સખી અ રજુન તેતો કહીએર, વીશાખાજીનું પ્રાગટ લહીએરે; ૧૧૭ સુત કૃસ્નદાસ દ્રઢ પૂરારે, ગૌ શેવામાં અતી સુરારે; ૧૧૮ લીલા માટે તે ગ્રમનું નામરે, ગોપ ગાયો ચરાવવાનું કા મરે; ૧૧૯ અધિકારી તે કૃસ્નદાસરે, રાસ લીલામાં તેમ-નો અભ્યાસરે; ૧૨૦ સખી રીશભ નામ તે કહીએરે, લલી તાજીનું પ્રાગટ લહરે. ૧૨૧ ॥ વજ્ઞાણુ ॥ ચોરાશી ચિત લાય કે, કરે પાઠ નિત્ય ધરી નેમ; પૂષ્ટિ પ્રથમ પ્રસ ન થયે, રહે બઢાવે અતી પ્રેમ. ૧૨૨ ક્રિયા શ્રી હરી રાય જી, કરી દીન જાણી દાસ; મુલ ચોરાશી ભક્તનાં, તે ના મ કરયાં પ્રકાશ. ૧૨૩ શ્રી આચાર્યજી માહા પ્રભુનાં, અં ગ દ્વાદશ જેહ; ધર્મ સાથે ધરમી કહીએ, સહ દ્વાદશ તેહ ૧૨૪ ચોરાશી વરજ કોશ માટે, ચોરાશી એ ભક્ત; પેમ લક્ષણ પૂરી પુરે, શ્રી વલભ પદ આશક્ત. ૧૨૫ એ વલ્લભ-સ્તવ પદ કમળ રજ, રતી તણી છે અતી આશ, ગાય ગુણ હરીદાસના, પદરજ શ્રી વલ્લભદાસ. ૧૨૬

## ધોળ. ૬

શ્રી લક્ષમણ ભટજીનાં ભાવે લીજે ભામણાં, તેલંગ તીલકને વિપ્ર શીરોમણ ભુપ જો; એમના સુત શ્રી વલ્લભનાં લેઉ વારણાં, દીવ્ય રૂપે પ્રગટ્યા અનર અનુપ જો; શ્રી લક્ષમણ૦ ૧ ધરમ ધોરીધન બે સુત વલ્લભ દેવના પ્રગટ કરયો વેદ તણો વીસ્તાર જો; ગુણ સહોદર ભાખ્યા શ્રી ગોપીનાથજી, હળ મુશળધર હળધરનો અવતાર જો. શ્રી લક્ષમણ૦ ૨ શ્રી ગોવરધનધર વીર શ્રી વલ્લભદેવના, રસના રૂપી કહીએ નંદકુમારજો; એ પૂરૂશોતમ પ્રગટીઆ શ્રી વીઠલનાથજી, નિરગુણ બ્રહ્મ તે સગુણ સ્નેહી સારજો શ્રી લક્ષ્મણ૦ ૩ શ્રી વીઠલનાથજીના સાતે લાલ સોહામણા, સહુથી મોટા શ્રી ગીરધરજી માહારાજજો; શરણ આવે તે સોંપે શ્રી નાથજી, કરતા શું સેવા કેરાં કાજ જો. શ્રી લક્ષ્મણ૦ ૪ શ્રી ગોવીંદરાય તણા મન પ્રસન ઉલાસમાં, આવે તેને આપે આનંદદાન જો; શ્રી બાળકૃસ્નજી કોમળ અંગે રસે ભરયા, કરાવે છે અધર સુધારસ પાન જો શ્રી લક્ષ્મણ૦ ૫ શ્રી ગોકુળનાથજી જણાવે જુગમાં જીવને, એવા પોતે કહીએ પરમ દયાળ જો; શ્રી રઘુપતીજી રૂડલે નીરખતાં, વદન સુધનની ભુલે લે સંભાળજો. શ્રી લક્ષમણ૦ ૬ જોવા સરખા દીસે શ્રી જદુનાથજી, એ છે બેહેની અબળાનો આધાર જો; દેખો દૈવી જીવ સદા ઘનશામજી, શીરપરરે અમરત રસની ધારજો. શ્રી લક્ષમણ૦ ૭ એ સાતે લાલ તણો વંશ સદા સંસારમાં, પ્રગટ બીરાજે પૂરૂશોતમ પરિબ્રહ્મ જો; જુમનાદાસ અધમને કહીએ અધન એ, શું જાણે શ્રી વલ્લભ કુળનો મરમ જો. શ્રી લક્ષમણ૦ ૮

## ધોળ ૧.

### અથ શ્રી બસે બાવનનું ધોળ.

શ્રીમદ્દવલ્લભ પ્રભુજીને, નમુ શ્રી વીઠલેશ; સાત સ્વરૂપ સહિત સઘળો, વંશાત્મક વિશેશ. ૧ શેવક શ્રી વિઠલેસજીના, બસેહુને બાવન; જેહનું નામ ઉચાર માત્રથી, થાય સહુ પાવન. ૨ ટેક. ગુણ ગોવીંદદાસના ગાઇએરે, છીત સ્વામી પરાચિત લઇએરે. ૩ નંદદાસ કરન આશકતરે, ચત્રભુજદાસ સદા અનુરકતરે. ૪ નિત નાગજીભાઇ ઓચરીએરે, કૃશ્ન ભટજીને મન ધરીએરે. ૫ ચાચાજી નારણદાસરે, વિઠલદાસ ભકત ઉરાશરે. ૬ કૃસ્નદાસ મોરારી દાસરે, બાપ બેટા મંન હુલાશરે. ૭ હરીદાસ જનાર્દનદાસરે, રૂપ મોરારી રસ રાસરે. ૮ અલીખાન વલીખાન જાહીરે, જેમલ રજપુત હરીવાદીરે. ૯ માધવદાસને નાહાલચંદરે, માધવદાસ કાયસ્થ ગુણવંતરે. ૧૦ કાયસ્થ ધણીને ધણીયાણીરે, રૂપચંદ નંદા સુભવાણીરે. ૧૧ એક બ્રાહ્મણ રાઘવદાસરે, ગોપાળદાસ ગુજરાતનો વાસરે. ૧૨ રાજા લાખાને એક બાઈરે, હરીદાસ ખવાસ સુખદાઇરે. ૧૩ શેઠ ગાનચંદ જદુનાથરે, માઇલો કોઠારી હરી હાથરે. ૧૪ માણેકચંદને એની નારીરે, હરજી કોઠારી ગુણ ભારીરે. ૧૫ ગોપાળદાસ બ્રાહ્મણ બંગાળીરે, વ્યાસ ગણેશ બહુ ભાગ્યશાળીરે. ૧૬ મદસુદનદાસ છે હરી વાહાલારે, એક કણબી મોંજા વાળારે. ૧૭ એક વઈશ્નવની છે કન્યારે, રામાનંદને પરણાવી કન્યારે ૧૮ એક વઈશ્નવ બેટી ટેકીરે, તેતો પરણી ધર્મ વિવેકીરે. ૧૯ વઇશ્નવ એક તરૂના સંગીરે, પાયો સુખજી હરી રસ રંગીરે. ૨૦ એક વ્રજ વાસી

સુત નાગરે, ગોપીનાથદાસ ગાઉ આગરે. ૨૧ કણબી ગુજરાતી બે ભાઇરે, દ્વિજ પતિ આગે રાઇરે. ૨૨ એક ગોડીઓ પંડિત શોભેરે, એક રઘુપતી દરસન લોભેરે. ૨૩ એક પંડીતને કાહાન બાઇરે, વઇસ્નવ ક્ષત્રીછે આગરાઇરે ૨૪ મેહ ઢીમરને દ્વિજ રેડુરે, નારણદાસ હરીને તેડુરે. ૨૫ એક વઇસ્નવ સુતર વાગારે, રાજા આશકરણ પ્રભુ વાહાલારે, ૨૬ બે હતી પનીત બે કણગારે, વહુ અજબ કુંવર બહુ ધર્મીરે. ૨૭ એક પ્રોહીત વેસ્યા કન્યારે, ગંગાબાઇ છે પૂર્ણ ધન્યારે. ૨૮ એક રાજાને એક ઘોડારે, બે સાચોરા રસ લોભીરે. ૨૯ એક વઇસ્નવ મદન ગોપાળરે, બે કાણબી પટેલ રસાળરે. ૩૦ એક શેવક એક વિરકતરે, દયા ભગવાન આશકતરે. ૩૧ એક વાણીઆને એક નાગરે, એક પરમ વઇસ્નવના ધાગરે. ૩૨ એક ક્ષત્રાણી વિરકતરે, વાયજી રજપુત આશકતરે. ૩૩ એક ગોપાળદાસ ભીતરીઆરે, બીજા આઠ શેવક અનુસરીઆરે. ૩૪ ગોપાળદાસ સીધલ ભોળાભાઇરે, શેઠ પૂત્રી દીવાનની બાઇરે. ૩૫ એક કજડો રુપા ભાઇરે, હરીદાસ સુતા સુખદાઇરે. ૩૬ એક ક્ષત્રી વઇસ્નવ બાઇરે, રાજા રાણી પૂત્રને દાઇરે. ૩૭ શાહુકારનો બેટો ખીલાસારે, એક વઇસ્નવકોડ પ્રકાસીરે. ૩૮ એક વેસ્યા ભીતનની વાસીરે, તે હરી ગુણ માંહી નીવાસીરે. ૩૯ પૂત્રજી વડો વિરકતરે, વેણીદાસ દીપા છે ભકતરે. ૪૦ એક સાનળદાસ એક નાગરે, પૂત્ર પઠાણનો સુખદાઇરે, ૪૧ ઓઝા દામોદરદાસ છે ભકતરે, બેટી શાહુકારની આશકતરે ૪૨ વઇસ્નવ એક ખરબુચાવાળોરે, શેઠ આગરાઇને મન ભાળોરે. ૪૩ એક કાપડવાળો શોભેરે, કણબી આંજણો વઇસ્નવ

સાભેરે. ૪૪ એક શાસ્ત્રી મોરારીદાસરે, લાછબાઇ ભાટ ગુણ રાસરે. ૪૫ રાજા રાણી હરીમન ભાવેરે, એક વૈષ્ણવ ડોળ જણાવેરે. ૪૬ દ્વિજ શેઠ સોની પરમાનંદરે, મહેરા પુરૂષોતમ ગુણવંતરે. ૪૭ એક બે ભાઇસંદન લાવ્યારે, ચોપડા ભંડારીને મન ભાવ્યારે. ૪૮ ઠગએકાદસ એકશંગીરે, માતા બેટી હરીરસ રંગીરે. ૪૯ એક ધરતીને વિરકતરે. બીજા બે ભાઇ આશકતરે. ૫૦ જીવા પારેખને જેપાળરે, દોશી માધવદાસ દલાલરે. ૫૧ બેટા પટેલનો નિત્ય આવેરે, બેટી પટવાંરીને મન ભાવેરે. ૫૨ હરીદાસ જમાઇ માણકચંદરે, પ્રભુ ત્યાગ કરો એ મનરે. ૫૩ એક ગીરીકી પરિક્રમા કરતારે, એક નિત્ય ઉઠી વૃજમાં ફરતારે. ૫૪ બે કાણબીએ કરી હેવીરે, લેઈ કુવામાં નાંખી દેવીરે. ૫૫ કાણબાણ ગુજરાતની વાસીરે, બેટી બારેવજની સુખ રાસીરે. ૫૬ રાજા જેધસીંગ દક્ષિણુનારે, વળી પ્રોહિત તેના ઘરનારે, ૫૭ સાસુ વહુ સુરતના વાસીરે, રાજા પૂર્વનો સુખ રાસીરે. ૫૮ શેઠ સુત નારો ગુજરાતીરે, એક બ્રાહ્મણની નાગર જાતીરે. ૫૯ શ્રીવોઠલેશ શ્રી જીને રૂપેરે, દીધું દરસન બેન અનુપેરે. ૬૦ એક ડુસંગ મીટા વિરકતરે, બીજા ભાઇ આશકતરે. ૬૧ વેણીદાસ છીપા છે ભકતરે, એક રજપુત કાંઠાના આશકતરે. ૬૨ દ્વિજ પતિ વઇસ્નવ સંગર્યારે, બોવા કોડ પોતાના અંગ થયારે. ૬૩ એક નુન્ય અધિક બે આવેરે, એક દ્રવ્ય સામગ્રી લાવેરે. ૬૪ એક કણબી ગાય ચરાવેરે, એક રાસની રેન ચિત લાવેરે. ૬૫ એક ઠગને એક ગુજરાતીરે, સીનાબાઇ છે ક્ષત્રી જાતીરે. ૬૬ એક વઇસ્નવને એક બાઇરે, દામોદરદાસ સુખ દાઇરે. ૬૭ વડનગરીમાં માધ-

વદાસરે, એક વર્દ્દિનવ મહા વનવાસરે. ૬૮ ગુજરાતને દાસ ગોરાધારે, ભકત ભીમ અર્તા હિતકારીરે. ૬૯ એક દાસ ગોવરધન ધારીરે, રામદાસ પરમ આચારીરે. ૭૦ જીયાદાસને નરહરીદાસરે, રાજા ટોડરમલ સુખ રાસરે. ૭૧ નરસીદાસ પીતાંબરદાસરે, ધર્મદાસ ગોપાળ પ્રકાશરે. ૭૨ એક બ્રાહ્મણ માધવદાસરે, એક વેપારી સુખ રાશરે. ૭૩ એક બ્રાહ્મણને એક નારીરે, એક સ્ત્રી છે સુખકારીરે. ૭૪ એક જન ભગવાન બે ભાઈરે, એક ઢીમલ સુખદાઈરે. ૭૫ દ્વિજ પતિ પતિ પટેલરે, એક સોદાગર રસ રેલરે. ૭૬ મોરલીદાસ ચતૂર્ભૂજ ભાવેરે, ગોપાળદાસ ગોરવા કહાવેરે. ૭૭ એક ક્ષત્રી રઘુનાથરે, આવો તરવાડી હરી હાથરે. ૭૮ દવે ધરવરદાસ સાચોરારે, સંતદાસ ક્ષત્રી ગુણ ભોરારે. ૭૯ ક્ષત્રી સુતને સુત બ્રાહ્મણનારે, એક વૈશ્નવ રાજનગરનારે; ૮૦ વૈશ્નવ ભગવાનદાસ સોહાવેરે, એક ક્ષત્રાણી વૈશ્ના આવેરે. ૮૧ સ્વામી કૃશ્નદાસ વીલાસીરે, એક ક્ષત્રી મથુરાં વાશીરે; ૮૨ દ્વિજ જોશી રાજા ભીમારે, શાહુકાર સુત સુખ સીમારે; ૮૩ એક ક્ષત્રી જાદવદાસરે, હરીજન મથુરાંવાસરે. ૮૪ શાહુકાર વળી ક્ષત્રાણીરે, એક વરજવાશી શુભ વાણીરે; ૮૫ દાસ પૂરશોતમ પોકરાણારે વળી દુરગાદાસ ગુણ ગણાતારે; ૮૬ ક્ષત્રી ચાવડા ધાનદાસરે; લક્ષ્મીદાસ ગુજરાતમાં વાસરે; ૮૭ તારાચંદને ચતુર બ્રાહારારે, વૈસ્નવ ગુજરાતી અતી ભારીરે. ૮૮ હરીદાસ મોહનદાસરે, માધેસાર સુત ગુણ રાસરે; ૮૯ દ્વિજ બેટી ક્ષત્રી કન્યારે, એક ચોર શેવક થયો ધન્યારે; ૯૦ એક ઉતમ અષ્ટ લોક દાસરે, એડાવાળ ભગત રસ રાસરે. ૯૧ સાસુને સસરો સાનીરે, રજપુતની બેટી પરમાણીરે, ૯૨ સા

ચોગ દ્વિજ આનંદદાગરે, એક બીલાડી છે સુખ રાસરે; ૯૩ સચનદાસ દેશાભાઇ કણબીરે, રાજપૂત મોહનદાસ ધ રમીરે. ૯૪ નરે નાગરી વસે છે પ્રાગરે, માધવદાસ સુરત અ નુરાગરે, ૯૫ ભટ કલ્યાણજી હીરાબાઇરે, મેડરા પૂરશાત મ સુખદાઇરે: ૯૬ રૂડા રતનજી અધિકારીરે, રૂપ બાઇ પરમ ગુણ ભારીરે; ૯૭ વૈશ્નવ ક્ષત્રી છે આગરાઇરે. એક મહીધરને કુળ બાઇરે; ૯૮ દેવ ભીમ ભંડારીરે, રા જા માનસિંહ અધિકારીરે. ૯૯ દવે પ્રોહીત સુત વીખ્યાત રે, ક્રસનદાસ ગોરવા જાતરે. ૧૦૦ વડનગરા માધવદાસરે, દ્વિજ ઉજેણીના સુખ રાસરે. ૧૦૧ નારણદાસ સનાડીઆ સાનીરે, જક્ષ્ણીદાસ રજો ક્ષત્રાણીરે. ૧૦૨ રાજા બીરબલને તાનસેનરે, આનંદ નાગરી સુંદર બેનરે. ૧૦૩ વેણીદાસ દામોદરદાસર, બીજા નગરીમા છે વાસરે. ૧૦૪ એક એક ફળ લખી લીધુરે, લખી સ્વરૂપ હૃદયામાં લીધુરે. ૧૦૫

આજ ફળી છે. જથા મતીએ કહ્યાં છે, વળી બી જા છે અપારે; પરમ તત્વનું તત્વ છે, એ ભક્તના આ- ધાર. ૧૦૬ ભક્ત રાજ શરોમણીને, એકને આધાર; ક રચા છે વળી કરે છે, વળી કરશે નીરધાર. ૧૦૭ ત માટે સરવે પ્રાત: ઉઠીને નામે કરો કરાહાર: કંઠમાં ધારણ કરો તો, હરી મળે સુખ સાર. ૧૦૮ સરવે ભગવતાને નમ ન કરીને, એજ માગુ નેમ; શ્રી વિઠલ વરની અંઘ્રિ ઉપર, રહો દુર્લભ પ્રેમ. ૧૦૯

## ધોળ ૮

અથ શ્રી દીનતાનું ધોળ.

શ્રી વીઠલ વર માહારારે તમને તો શું કહીએ, પ્રાણજી

વણ છોરે પ્રભુ જેમ રાખો તેમ રહીએ. ૧ આશ તમારી રે મોટી વાલા અમને, છળ નવ દેશોરે અરજ કરછુ તમને. ૨ દયા કરીનેરે દરશન અમને દેજો, શ્રી વરજભુષણ લાલજીરે જીવને શરણે લેજો ૩ વલ્લભ કુળ પ્રગટ્યા રે અનેક જીવને તાર્યા, કોઈ જનમનારે પ્રભૂ મારગથી ઉગારેચા. ૪ એ વિસ્વાસેરે અમો રહ્યાં છીએ વળગ્યાં, પાલવ નહી મુકુરે કેમ કરી કરશો અળગાં. ૫ જે પોતાના કીધારે તે મુક્યા કયમ જાશે, બરદ તમારારે પ્રભુ ભકત વચ્છળ કેહેવાશે. ૬ જીવના દોગળેરે કેહેતાં પાર નહી આવે અઘોર કળીમાંરે પ્રભુ તમ વીના કોણ છોડાવે. ૭ પરદેશ પધારોરે દાસજનને કાજ, રાત ચલાવોરે શ્રી વલ્લભજી મહારાજ. ૮ કલ્પ હમારારે જો વાલા ચિત ધરશો, જીવ અથડાશેરે એવું તો ન કરશો. ૯ પૂરણ પુરશોતમરે, પ્રભુજી તમ કાહાવો, અમારે સરવસરે તમ સાથે છે દાવો. ૧૦ શિક્ષા અમનેરે જે ઘટે તે દેજો, શ્રી વીઠલ વર નાથજીરે જીવને શરણે લેજો. ૧૧ દાસની વિનતીરે પ્રભુ હઈયામાં લઈએ, શ્રી વીઠલ વર માહારારે તમને તો શું કહીએ. ૧૩

---

## ધોળ ૯

### અથ શ્રી વિનંતીનું ધોળ.

વૃજના જીવન કરૂ વિનતી શ્રી ગોકુળનારે ચંદ, વરજના જીવન કરૂ વિનંતી, શ્રી વલ્લભનંદ. વેગે, તે આંણાં માફ લો, શ્રી ગોકુળનારે ચંદ; વરજના જીવન. ૧ તમારા દરશન વીના વલ્લભરે, કોહોજી કેમ રેહેવાય; મનડાં તે કેઈ રે વાળીએ, નયણે નીર ભરાય. શ્રી વરજના જીવન૦ ૨ ... આદર કર્યારે, શ્રી જુમનાંજી માંહ; વીયોગ

તજીશું દુઃખ દોહલું, કોહોજી કેમ રે સેહેવાય. વરજના જીવન૦ ૩ દુર રહે કયમ ચાલશેરે, કોહોજી કોની એ રીત; આજ કાલનું કોઈ નથી, છે પુરાતની પ્રીત. વરજના જીવન૦ ૪ હરીરે હઇયામાં જાણજોરે, છે પુરાતનો સ્નેહ; દયા કરોરે દીનાનાથજી, નીકર તજીશું આ દેહ. વરજના જીવન૦ ૫ નયણે ભરી ક્યારે નિરખીશુંરે, શ્રી ઠકરાણી ઘાટ; અંતરમાં ઇચ્છા ઘણી, જોઉં વરજનીરે વાટ. વરજના જીવન. ૬ આરે સુકાઇને શરીર થયાંરે, હરી હજાવર વીર; નયણાં તે રાખ્યાં નવ રહે, ભરી ભરી આવે છે નીર. વરજના જીવન. ૭ રાંક ઉપર શાં રૂસણાંરે, પ્રભુ દીન દયાળ; દાસ પોતાના જાણીને, કરજોરે સંભાળ. વરજના જીવન૦ ૮

## ધોળ ૧૦

શ્રી વલ્લભજી કરૂં વીનતીરે, મારા પ્રાણ આધાર; દીન જાણી કરૂણા કરોરે, પ્રભુજી કાઇએ સહાય. શ્રી વલભજી ૧ અનુક્રમ કરીને વરણવુંરે, શ્રી ભાગવત રૂપ; દ્વાદસ અંગ પ્રભુજી તણા, શોભા પરમ અનુપ. શ્રી વલભજી૦ ૨ અધિકાર લીલા પ્રથમ સ્કંધ છેરે, દક્ષણ ચરણનું ધામ; પાંચ ચરણનું ધામ છે, દ્વિતીય સ્કંધ લીલા નામ. શ્રી વલભજી૦ ૩ સ્વર્ગ લીલા ત્રતિય સ્કંધ છેરે, હરીનો એક બાહુ જેહ; વિસ્વર્ગ લીલારે ચતુર સ્કંધ છે, બીજો બાહુ જેહ. શ્રી વલભજી૦ ૪ સ્થાન લીલા પંચમ સ્કંધ છેરે, પાછલો ભાગ કરી જાણ; પોષણ લીલારે ષષ્ટમ સ્કંધ છે, કરી ઉદર વખાણ. શ્રી વલભજી૦ ૫ લીલા સપ્તમ સ્કંધ છેરે, દક્ષણ હસ્ત કેહેવાય; એક હસ્તને અષ્ટમ સ્કંધ છેરે, મનવંતરે લીલા ગાય. શ્રી વલભજી૦ ૬

વે પ્રસાનું કહ્યાંરે, ખીજે સ્થાન જેહ; દસમ સ્કંધે નિરોધ લીલા રહીછે સમરે ધરી નેહ. શ્રી વલ્લભજી૦ ૭ મુક્તિ લીલા એકાદસ સ્કંધ છે, એતો મુસ્તગ; આસરે લીલા દ્વાદસ સ્કંધ છે. શ્રી વલ્લભજી૦ ૮ હરીદાસ પ્રભુ શોભા નીરખીને, ધરી ભજીએ ચિત; ક્ષણુ ક્ષણુ હરીને નીહાળીએ, ગુણ ગાઇએ નિત્ય. શ્રી વલ્લભજી કરૂ વિનંતીરે, મારા પ્રાણ આધાર. ૯

## ધોળ ૧૧

### અથ શ્રી પ્રાગટનું ધોળ.

લક્ષ્મણ ભટજીનું ધામરે, દીસે અતી સુખકારી; કાંકરખંભા ગામરે, તે ઉપર જાઉ વારી. ૧ છે તૈલંગા બ્રાહ્મણરે, માહા ચુગ પવિત્ર જાણી; એમના કુળ મધેરે. શ્રી વલ્લભ પ્રગટ્યા જાણી. ૨ શ્રી વલ્લભ ગુણ ગાઉરે, આનંદ પ્રેમ ભરી; શ્રી હરીના મુખથીરે, પ્રગટ્યા દેહ ધરી. ૩ તૈલંગ કુળ મંડનરે, શ્રી લક્ષમણ તાત સહી; શેષનાગ સરીખારે, જેને ગાથે સહસ્ત્ર ફણી. ૪ તેતો પાર ન પામેરે, લીલા રસ સિંધુ તણી; અગ્નિ મધ્યે પ્રગટ્યારે, શ્રી વલ્લભનાથ ધણી. ૫ અગ્નિ મધે રમતારે, માતાજીએ દીઠા જ્યારે એ છે સુત માહારારે, ધાઈને આવ્યાં ત્યારે. ૬ અગ્નિએ માંગ દીધોરે, માતાજીને આવ્યાં જાણી; બેઉ કર સાહીનેરે, કુંવરને લીધા તાણી. ૭ અમરાવતી જુવેરે, રજ પૂષ્પ વૈમાન ચડી, દેવ દુંદભી વાગ્યાંરે, ચોદીશ લાગી ઝડી. ૮ સુર વીનતા સહુકોરે, જોવાને આવ્યાં મળી; અંજળી ભરી ભરારે, પૂષ્પના વૃષ્ટિ કરી. ૯ ફેરી વરજ પ્રગટ્યારે. દ્વિજ રૂપ ધરી: એ શોભા જોઈરે, કહે હરીદાસ વળી. ૧૦

વરજમાં વાસ આપજોરે, વિનંતી શ્રવણે ધરી; શ્રી લક્ષ્મણ ભટજીનું ધામરે, અતિ સુખકારી.

---

## ધોળ ૧૨

ધન્ય આઠો અંધારી રાતકે, ભાદરવા વદીરે લાલ; ધન્ય મથુરાં ધન્ય ગોકુળ ગામકે, ધન્ય જમુનાં નદીરે લાલ. ૧ જ્યાંહાં પ્રગટયા શ્રી શુંદીર સ્વામકે, કમળ દળ લોચના રે લાલ; પૂરવા વ્રજ જંન કેરી હામકે, ભકત દુખ મોચનારે લાલ. ૨ પ્રગટયા મથુરામાં જદુરાયકે, શ્રીવસુદેવ ઘરેરે લાલ. નિરખે દેવકીજી મુખચંદ કે, મંન આનંદ લહેરે લાલ. ૩ વિનંતી કરી કહે ધન્ય આજ કે, હેવા પ્રભુ નિરખીઆરે લાલ, આંગણે ઉભા શ્રી વસુદેવ કે, અતી ઘણું હરખીઆરે લાલ. ૪ રતનતણાં કરવા બહુ જતન કે. કહો કયમ કીજીએરે લાલ; એહેવુ સ્વરૂપ દુર કરી નાથ કે, બીજુ વપૂ લીજીએરે લાલ. ૫ પ્રભુજીએ કીધુ બાળ સ્વરૂપ કે, કહે છે નાતનેરે લાલ; મુજને ગોકુળમાં જઈ સોંપો કે જસોદા માતનેરે લાલ. ૬ ભાગી ભોગળ ખોલી કપાટ કે, કાળા ઘરે તાળારે લાલ, જેહેના કરતન સરોખા પૂત્ર કે, તેહેને શીમણારે લાલ. ૭ સુતા દ્વારપાલ સર્વ સાથ કે, કરયું કઠિનક હરીરે લાલ; આજ્ઞા માગી ,શ્રી ગોકુળ કે, માયા આવતીરે લાલ. ૮ મુસ્તક લીધા શ્રી જદુરાય કે, ચાલ્યા શ્રી ગોકુળ ભણીરે લાલ; વરશે મેઘ ધરી રહ્યો છત્ર કે, શેષ સહસ્ત્ર ફણીરે લાલ. ૯ પધારયા નંદ તણે દરબાર કે, સુતાં સહુ દીઠડારે લાલ; પોઢાડા જશોદાજીની શેજ કે, ગીરધર મીઠડારે લાલ. ૧૦ કન્યા લીધી શ્રી વસુદેવ કે, આવ્યા મથુરાં ફરીરે લાલ;

જાગ્યાં દીઠા પુત્ર કે, કહે હરખ ભરીરે લાલ. ૧૧ તેડા સગાં કુટંબી આજ કે, સહુ વરજ સાથનેરે લાલ; તેડા બેહેન તમારી ચાર કે, નવમદે માતનેરે લાલ. ૧૨ આપો મણી માણેક ભંડાર કે, આભુષણ જેહનેરે લાલ; આપો દ્વિજ જનને બહુ દાનકે, ગોવચ્છ તેહનેરે લાલ. ૧૩ આંગણે નંદ તણે અતી ભીડ કે, આવ્યા વરજ જન તાંહીરે લાલ; બાંધી કાચ્છ ઝુલે નર નાર કે, હળધ ઘૃત દુધ દહીરે લાલ. ૧૪ એવા ઓચ્છવ નિત્ય અખંડ કે, શ્રી વલ્લભ બારણેરે લાલ; હઇડે હરખ તણો નહીં પાર કે, વૈસ્નવ જાય વારણેરે લાલ. ૧૫ શોભા જોઇ કહે હરીદાસ કે, દરશન નિત્ય આપજોરે લાલ; તમારી લીલા નિત્ય અપાર કે, હૃદયમા સ્થાપજોરે લાલ. ધન્ય આઠો અંધારી રાત્ર કે, ભાદરવા વદીરે લાલ. ૧૬ સંપૂર્ણ.

## ધોળ ૧૩.

આનંદ સાગર ઉલટયોરે લાલ, શ્રી વાસુદેવજીને દ્વાર જો; આઠમ શ્રાવણની વદીરે લાલ, રોહણી નક્ષત્ર બુધવાર જો, પ્રગટયા શ્રી ક્રસ્ન મન ભાવતારે લાલ. ૧ પીળાં પીતાંબર પેહેરીઆંરે લાલ, ઓઢી ઉપરણી સાર જો; મુસ્તક મૂગટ બીરાજતારે લાલ, કુંડળ ઝળકે છે કાનજો, પ્રગટયા૦ ૨ ભાલ તીલક મ્રગ મદ તણારે લાલ, બીટલીઆળા કેશ જો; ચારે ભુજાએ આવુધ ધરીરે લાલ, સંખ ચક્રને ગદા પદમ જો, પ્રગટયા૦ ૩ નાકે નથ બેસર શોભીતારે લાલ, ચુની છે લાલ ગુલાલજો; અધર પર મોતી લટકતાં રેલાલ, હબચીએ હીરલાની કાંન્ત જો. પ્રગટયા૦ ૪ બાંહે બાજુબંધ બેરખારે લાલ, પોંચી છે રત્ન જડાવજો; હાથે હા

૫ ફુલ સોહીએ મુંદ્રિકારે લાલ, ઉર ગજ મોતીના હારજો. પ્રગટ્યા૦ ૫ કેડે બાંધી છે કટી મેખળારે લાલ. ચરણે ઝાંઝરનો ઝમકારજો; એવા પ્રભુજીને નીરખતારે લાલ, સરવે ગયાં છે દુઃખ દુરજો. પ્રગટ્યા૦ ૬ વસુદેવ દેવકીજી હરખીઆં રેલાલ, નીરખ્યા શ્રી મુખ સ્વરૂપ જો; એવા પ્રભુને ક્યાં રાખશુંરે લાલ, કોપે છે કંસ રાય ભૂપ જો; પ્રગટ્યા૦ ૭ ત્યારે પ્રભુજી એમ બોલીઆરે લાલ, સાંભળો મોરી વાત જો; શ્રી નંદ તણા દરબારમાંરે લાલ, તેડી મુકી આવો મારા તાત જો. પ્રગટ્યા૦ ૮ કન્યા લઈને ઘેર આવજોરે લાલ, સરશે સઘળાં કાજ જો; તે તમે કંસને દેખાડજોરે લાલ, તો માડશે એનાં માન જો; પ્રગટ્યા૦ ૯ એમ કહી ધાયા ફેરવીરે લાલ, ધરીઆં છે બાળ સ્વરૂપ જો; વસુદેવ દેવકી વિસ્મે થયારે લાલ, રત્નનુ બાંધ્યું છે મને સારજો; પ્રગટ્યા૦ ૧૦ ભાગી ભુંગળ જોસાં પાડીઆરે લાલ, સુતા છે સહુ દરવાન જો; મુસ્તકે લઈ હરીને નિસરયારે લાલ, લીધો શ્રી ગોકુળની વાટ જો; પ્રગટ્યા૦ ૧૧ ઝરમર વરસે છે મેહુલારે લાલ, ચોદશે ચમકે છે વીજ જો; આઘે સિંહ ધડુકીઆરે લાલ, શેષનાગે કીધી છે છાંય જો; પ્રગટ્યા૦ ૧૨ શ્રી જમનાજી વેહે છે રસપૂરમાંરે લાલ, ઉડે છે લેહેર તારંગ જો; હરીના ચરણ સ્પર્શીઆરે લાલ, હેઠાં થયાં છે જળ નીર જો; પ્રગટ્યા૦ ૧૩ દીવો મારગને ચાલ્યા ઉતરીરે લાલ, પોહોત્યા શ્રી નંદ દ્વાર જો; સુતા દીઠા સહુ સાથનેરે લાલ, મનમાં કીધો છે વિચાર જો; પ્રગટ્યા૦ ૧૪ શ્રી જસોદાજીના સેજમાંરે લાલ, પોઢ્યા શ્રી ગીરધર લાલ જો; કન્યા લઈ પાછા વળ્યારે લાલ, જોજો પ્રભુજીના ખ્યાલ જો; પ્રગટ્યા૦ ૧૫ જાગ્યાં જસોદાજી તે

સમેરે લાલ, નિરખ્યા શ્રી સુંદીર શ્યામજો; નંદજી મન હરખ્યા ઘણુંરે લાલ, આપ્યાં છે રતનનાં દાન જો; પ્રગટ્યા. ૧૬ ઘેર ઘેર તોરણ બાંધીઆરે લાલ, માનની મંગળ ગાય જો; વરજ સહુ ઉમંગી પ્રેમથુરે લાલ, આનંદ ઓછવ થાય જો; પ્રગટ્યા૦ ૧૭ હળધરે દહીં અથ ફુપનારે લાલ, મચ્યો છે કીચા કીચ જો; તાળી વાગે ને ફરે ફુદડીરે લાલ, નાચે છે સહુ નર નાર જો; પ્રગટ્યા૦ ૧૮ બ્રહ્માને શિવ મુની દેવનારે લાલ, બોલેછે જય જયકાર જો દેવનાં દુંદભી વાગીઆંરે લાલ, પુષ્પની વૃષ્ટિ થાય જો; પ્રગટ્યા૦ ૧૯ એ સુખ શોભા શી કહુરે લાલ, કેહેતાં ના આવે પાર જો; શ્રી વલભ ચરણ પ્રતાપશુંરે લાલ, શોભા જુવે છે બલીહાર જો; પ્રગટ્યા૦ ૨૦

## ધોળ ૧૪

ચાલો સખી શ્રીગોકુળ જઈએ, વિનંતી વાહાલાને કહીએ; કે સેહેજે સુખીઆં બહુ થઈએ, ચાલો સખી. ૧ ધન્ય ધન્ય શ્રી ગોકુળગામ, પ્રગટ્યાં પૂર્ણ કામ; જેહેનું મુની ધરે ધ્યાન, ચાલો સખી. ૨ મળી સહુ વરજ તણી નારી, પેહેરી કસુંબલ સારી; કે લટકે ઘુંઘટડો મારી, ચાલો સખી. ૩ મળી સહુ સખીયરની ટોળી, પેહેરી પચરંગી ચોળી; ચાલે ભમર ભોળી, ચાલો સખી. ૪ કર મુક્તાફળની થાળી, જોનાં વદન શરદ વાળી; કે માંહો માંહે લે તાળી, ચાલો સખી ૫ તોરણ બાંધ્યાં છે ટોડે, જય જય શબ્દ જાચક બોલે; કે વઈશ્નવ જન મળીયા કોડે, ચાલો સખી. ૬ ધન્ય ધન્ય ઠકરાણી ઘાટ, બેઠા શ્રી વિઠલનાથ; સોહાએ કુંવર સાત, ચાલો સખી. ૭

ધન્ય ધન્ય જમુનાની લેહેરી, મધુરસી મોહનની વેણી; સુણતાં થઇ ગઈ છું ઘેલા, ચાલો સખી. ૮ પ્રગટ્યા ગીરીવર ગીરધારી, કરી વરજલીલા વિસ્તારી; માધવદાસ જોઈ જાય બલીહારી, ચાલો સખી શ્રીગોકુળ જઈયે. ૮

## ધોળ ૧૫.

અથ શ્રી ગોવરધન વાશી લીખ્ય તે.

શ્રી ગોવરધન વાશી સાંવરો, લાલ તુમ વિનાર; શ્રીજી તુમ વિના રહ્યો ન જાયહો, વરજરાય લડંતો લાડીલો; નીકી મોહનરે, આછી મધુરી શી મોરલી બજાયહો; શ્રી ગોવરધન વાશી સાંવરો. ટેક. બંક ચિત મુશકાયકે લાલ, સુંદીર બદન દેખાય, લોચન તલપે મીન જ્યું લાલ; છીણુભર પલક બહી જાય હો. શ્રી ગોવરધન. ૧ રામ સ્વરે બંધાનકે લાલ મોહન બેન બજાય, સુરત સુહાઈ બાંધકે લાલ, મધુરે મધુરે ગાય; શ્રીગોવરધન, ૨ રસીક રસીલી બોલની લાલ, ચોરી ચઢિ ગૌવાં બોલાય; ગંગ બોલાય ધુમરિયે લાલ, ઊંચે હેરે સુનાય હો; શ્રીગોવરધન. ૩ દ્રષ્ટ પરિ જ્યાં દીવસ તે લાલ, તબ તે રૂચે નહી અન; રજની નિંદ્રા નવ આવહી લાલ, વિશરો ભોજન પાનહો, શ્રીગોવરધન. ૪ દરશનકુ નૈનાં તપે લાલ, બચન સુનનકો કાન; મીલવેકો હેરો તપે લાલ, મેરે જીઅેકા જીવન પ્રાણહો; શ્રીગોવરધન. ૫ મન અભિલાખાયું રહ્યાં લાલ, લાગી નેનની ભેખ; એક ટક દેખુ આવતો લાલ, નાગરે નટવર ભેખહો; શ્રીગોવરધન. ૬ પૂર્ણ સશિ મુખ દેખકે લાલ. ચિત મોટા ઓહી ઠોર; રૂપ સુધારસ પાનકે લાલ, સાદર ચંદ્ર ચકોરહો; શ્રીગોવરધન. ૭ લોક લાજ કુળ

બેદકી લાલ, છાંડો સકળ વિવેક; કમળ કવિ રવી જ્યું બઠે લાલ, ક્ષણું ક્ષણું પ્રિત વિશેકહો; શ્રીગોવરધન. ૮ મ નમથ કોટીક વારણે લાલ, દેખાં ડગમગા ચાલ; જુવતી જન મન ફંદના લાલ, અંબુજ નેન વિશાળહો; શ્રીગોવરધન. ૯ એ રઠ લાગી લાડોલે લાલ, જેસે ચાંતક મોર; પ્રેમ નીર અખાંચ કે લાલ, નવ ધન નંદ કીશોરહો; શ્રી ગોવરધન. ૧૦ કુંજ ભોવંન ક્રીડા કરે લાલ, સુખ નિધી મદન ગોપાળ; અમશ્રી વંદાવન માલતી લાલ, તુમ ભોગી ભમર ભૂપાળહો; શ્રીગોવરધન. ૧૧ જુગ જુગ અવિચળ રાજીએ લાલ, એ સુખ સેજ નિવાસ; શ્રીગોવરધન ધર રૂપ લાલ, બલીહારી ચત્રૂભૂજદાસહો; શ્રી ગોવરધન. ૧૨

---

## ધોળ ૧૬.

શ્રી ગોકુળ ગામ અતી શોભીતા, શોભીતા મંદીર મા ળીઆં; ચોક ચિંતામણ શોભીતા, શોભીતા જડાવને જા ળીઆં ૧ મણી માણક સ્થંભ શોભીતા, શોભીતા હીંડોળા ખાટરે; પાટીએ પચરંગી શોભીતા, શોભીતા સુગળીના ઘાટરે. ૨ ત્યાંહાંરે પ્રીરાજે શ્રી વલ્લભરાયજી, ભલી ભલી વધઈવની જોડરે; પ્રેમે પ્રભુજી પધારીઆ, પૂરવા નિગમના કોડરે, ૩ કુમ કુમ થાળરે કર ધરી, ભરી મુકત ફળ સારરે; વૃજ ત્રીયા વેગે વધાવાને, આવે છે માંડવા માંહરે. ૪ અગ્નિ થકી વાહાલો પ્રગટીઆ, કંધી છે અતી ઘણો શ્ર મરે; હેવા પ્રભૂજીને નિર્ખીને, કોઇ ના જાણે તેહનો મર્મરે.. ૫ શ્રી વલ્લભ ચરણે જે નમે, તેની તે પેહોતે છે આશરે; માધવદાસની વિનતી, રાખજો દ્રઢ વિસ્વાસરે. ૬ શ્રી ગોકુળ ગામ અતી સોભીતા, શોભીતા મંદીર માળીઆં. સંપૂર્ણ.

## ધોળ ૧૭

રૂક્ષમાણી જાયા શ્રીવલ્લભ પૂત્ર, વધાવો વરજરાજને; સખી શીરે ગોકુળના ભુપ, વધાવો વરજનાથને, એમનું નામ મનોહર રૂપ. વધાવો એક સકલ સોહાસણિ, મળી વરજ કેરી નાર; એક આવે ઉતાવળી, વીસરી વીવેક વિચાર, એકનાં મનમા મોદ ભરીઆં, મળી મંગળ ગાએ ચાર. વધાવો. ૧ એક એકની ઝાલે આંગળી, પેહેરચાં પીતાંબર સાર; એકે દક્ષણીનાં ચીર પેહેરચાં, ચોળીએ મોતીની હાર; એકને ચરણ ચુંદડી, એકે સજીઆ શોળ શણગાર. વધાવો વરજનાથને. ૨ એકને વાગે ઘુઘરા, તેનો શબ્દ શાર સર લાજ; એક નારે ના બહે કોઇન, ઉમંગી ઉમંગી જશ ગાય. વધાવો૦ ૩ એકે કદળીના સ્થંભ રોપ્યા, સાથીઆ સુભ સાર; એક કુમ કુમના હાથા દેતી, તોરણ બંધ્યાં દ્વાર. વધાવો૦ ૪ એક એક ચદન પુરતી, એક ગોત્ર ભાલે છત્રીશ; એક કુમકુમ તીલક કરતી એક દેતી આશીશ. એક ઉતારે આરતી, જીવો સોભા બેટીના વીર. વધાવો૦ ૫ જીવો કમળા બેટીજીના વીર, વધાવો૦ ।। જીવો દેવકી બેટીના વીર; વધાવો૦ ।। જીવો જમનાં બેટાના વીર, વધાવો૦ ૬ એક મુકતાફળની થાળ લાવીને, વધાવે વરજરાજ; એક વદન નીહાળતી, આવી લોકમાં વારંવાર. એક માગે વધામણી, બલીહારી તે માધવદાસ; વધાવો વરજરાજને. ૭ સંપુર્ણ.

---

## ધોળ ૧૮

ધનશ્રી જીમના કૃપા કરી, શ્રી ગોકુળ વરજ સુખ આપજો; વરજની રજમાં અહરનિશ હમને, સ્થીર કરીને સ્થા

પજો. ૧ તમે મોટાંછો શ્રી માહારાણી, તમે જીવનાની કરૂણા જાણી; શરણે હમને લેજો તાણી, ધન શ્રી જુમનાં. ૨ શ્રી વદ્રાવનની વાટમાં, નાહાવું શ્રી જુમના ઘાટમાં; વાહાલે રાસ રમાડ્યા શ્રીરાતમાં, ધન શ્રી જુમનાં૦ ૩ ચાલો તો થઇએ વરજ વાશી, પરિક્રમા કરવી ચોરાશી; માહારા જન્મ મર્ણની ટળી ફાંશી, ધન શ્રી જુમનાં. ૪ પધરાવો શપ્ત શ્વરૂપ સેવા, આરોગાવો મીઠા મેવા; વઇસ્નવને લાભ ઘણો લેવા, ધન. શ્રી જુમનાં. ૫ ગોકુળ મથુરાંની ગલી-ઓમાં, માહારાજ મુજને ત્યાંહાં મળીયા; માહારા જન્મ મનોરથ સફળ થયા, ધન શ્રી જુમનાં. ૬ નંદજીનો વાહાલો વનમાળી, કાળંદ્રી કાંઠે ધેનુ ચારી; વાહાલો હશી હશી હમશું લે તાળી, ધન શ્રીજુમનાં. ૭ જીવ જાણે શ્રી જુમનાજી નાહીએ, એવા અખંડ વરજવાશી થઇએ; એ નઉતમ લીલા નિત્ય ગાઇએ, ધન શ્રી જુમનાં૦ ૮ સખી સમરોને સારંગ પ્રાણી, વૈસ્નવને વાહાલી એ વાણી; એ લીલા હરીદાસે જાણી, ધન શ્રી જુમનાં કૃપા કરી, શ્રી ગોકુળ વરજ સુખ આપજો ૯

## ધોળ ૧૯

શ્રી લક્ષમણ સુતનેરે હેલો, એમને નિરખુ સરવે પેહેલો ૧ એમના ગુણનેરે ગાશે, તેના ભવનો ફેરો જાશે; ૨ સુત ગોપીનાથ શ્રી વિઠલ જાયા, જાણીએ કલ્પ વૃક્ષની છાયા. ૩ પ્રગટ્યા દૈવી જીવ અધિકારી, મુખ છબી ઉપર જાઉ બલીહારી. ૪ માહારૂ ચીતડુ એશુ બાંધ્યું, એમની ચરણ કમળ રજ માગુ. ૫ ચરણે રાખો શ્રી વલભનાથ, માહારે મુસ્તક ધરજો હાથ. ૬ શ્રી માહા લક્ષ્મીજી માહા

વર આપો, માહારા ભવનાં બંધન કાપો. ૭ પુરવા શીવક
જનના કોડ, એમને સાત કુંવરની જોડ. ૮ સાત કુંવર
છેરે એવા, સાતને સપ્ત સ્વરૂપની સેવા. ૯ શ્રી ગોવરધ-
ન નાથજીરે બીરાજે, શીવા સપ્ત સ્વરૂપ બીરાજે. ૧૦ એ
શોભા જોઈ હરીદાસ ગુણ ગાએ, એ છબી લોચન મહી
સમાએ. શ્રી લક્ષ્મણજી સુતનરે હેલી. ૧૧

## ધોળ ૨૦.

ચાલો સખી શ્રી ગોકુળ જઈએ, નિરમળ શ્રી જમુનાં-
જી નાહીએ; કે અખંડ વરજવાશી થઈએ, ચાલો૦ ૧ નિ
ત્ય પ્રીત જસોદાજી માટે, માહા પ્રભુ ઉભા રંગીલી વાટે;
કે પ્રગટ્યા ભકિત રસીક માટે, ચાલો૦ ૨ શ્રી ગોકુળપતી
દાન દીએ ભારી, અંગીકૃતને વૃસ્ટિ કીધી છે ન્યારી; સ
દા પ્રભુ મહા મંગળકારી, ચાલો૦ ૩ પ્રાણજીવણ મંદીર
રાજે, ભકત તણાં માહા દુઃખ ભાજે; આનંદ શ્રી ગોકુળ
માં ગાજે, ચાલો૦ ૪ નવણાં ભરી પ્રીતમજી નિરખું, જ
ન્મ સ્થળ સુફળ કરી પરખું; વાહાલાજીનાં મુખડાં જોઈ હ
રખું, ચાલો૦ ૫ શ્રી ગોકુળ રંગ તણી રેલી, લતાદ્રૂમ ફુ
લી રહી બેલી; નિરખતાં થઈ રહી ઘેલી, ચાલો૦ ૬ ઠકુ-
રાણી ઘાટ સોહીએ, શ્રી વંદ્રાવન જોતાં મ
ન મોહીએ; કયાં સ્થળ જન્મ જન્મ સોહીએ, ચાલો૦ ૭
શ્રી ગોકુળ વશીએરે હેલી, માહારાણીજી સાર કરે વહેલી;
એવું જઈ પ્રીતમજી પેહેલી, ચાલો૦ ૮ શ્રી માહારાણી ઘે
રાં બહુ ભાવે, ભકત સહુ દરશને આવે; માધવદાસ દેખી
સુખ પાવે, ચાલો સખી શ્રી ગોકુળ જઈએ. ૯

## ધોળ ૨૧.

જીરે પેહેલાને વધાવો માહારે આવીઆ, શ્રી ગોકુળપતીને દ્વાર; માતા જસોદાજીએ હરખે વધાવીઆં, એમના મુખ ઉપર જાઉ બલીહાર, ભલે શ્રી ગીરીવરધર જનમીઆ. ૧ જીરે વરજ જન સરવે આનંદીઆ, મળી વંદીઆ ચરણ સરોજ, ગીરીધરણ નવલ નંદલાલના, એમ કરતાં નીશદીન કોય. ભલે૦ ૨ જીરે પ્રભુ રૂપે નયણે નીહાળીશુ, મળી ટાળીશુ ભવનાં દુઃખ; જીરે તનમન સરવે વારીશું, હવે સુલભ થયાં છે સરવે સુખ. ભલે૦ ૩ જીરે દધી દુધ ઘ્રત મધું રસ ભરયા, મળી છીડ કે નરને નાર. નંદ દાન દેએ બહુ રસ ભરેચા, હરીદાસ શોભા બની જાય. ભલે શ્રી ગીરીવરધારી જનમીઆ. ૪ જીરે બીજાને વધાવો માહારે આવીઆ, શ્રી રાવલ દુવારે આનંદ; ભ્રગભાન કીરતી ઘણું હરખીઆ, કુંવરી જન માહારે મુખ ચંદ્ર, ભલે શ્રી રાધા વરજ પ્રગટીઆં. ૧ જીરે વરજ જન સરવે ટોળે મળી, મળી ગાએ સુમંગળ ચાર; કુંવરી પ્રગટયારે પરભાવશુ, ગુણ રૂપ જગત વિખ્યાત. ભલે૦ ૨ હવે દો જસોમતીને વધામણાં, રળીયામણી સાંભળી વાત; હવે નીશ દીન નયણે નીહાળીશુ, લીલા રસ સિંધુ અપાર. ભલે૦ ૩ હવે સરવે મળીને કાહો શ્રી નંદને, આપણે કરવો વેવીશાળ; એવા નવલકુંવર નંદલાલના, તેવાં શ્રી ભ્રખુભાન કુમાર. ભલે૦ ૪ જીરે એ જોડી અવીચળ સદા શ્રી વંદ્રાવન વીલાસ; કર જોડીને કરૂં વિનતી, હરીદાસ શોભા બની જાય. ભલે શ્રી રાધાજી વરજ આવીયાં. ૫ જીરે ત્રીજાને વધાવો માહારે આવીઆ, શ્રી લક્ષમણભટજીને ઘેર; શ્રી એલંબાજીએ ઉર પધરાવીઆ, કળી જી

વ ઓધારવા કાજ; શ્રી વલ્લભ ભુતળ પ્રગટીયા. ૧ ની-
જ ધામથી પ્રભુજી પધારીઆ, કરવા શેવક જનની સંભા
ળ; એવા દ્વિજ કુળ રૂપે પ્રગટીયા, એવા અદભક પરમઓ
ધાર. શ્રી વલ્લભ૦ ૨ જીરે તીમર હરેચારે ત્રૈલોકના, તબ-
લંગ કુળ ઉદીઓરે સુર; જીરે મારગ પૂષ્ટિ દેખાડીઓ, સોં
પી શેવા સ્વરૂપ. શ્રી વલ્લભ૦ ૩ જીરે શેષ સહસ્ત્ર મુખ
ઓચરે, ના લહે એમના ગુણનો પાર; કર જોડીને કરૂ
વીનતી, હરીદાસ શોભા બની જાય. શ્રી વલ્લભ ભૂતળ પ્ર
ગટીયા. ૪ જીરે ચોથો ને વધાવો માહારે આલીઓ
ભલે પ્રગટીયા શ્રી વીઠલેશ; જીરે ભગત સંકટ મન હરખી
આ, ગયો અનેક જનના મનનો કલેશ, ભલે શ્રી વીઠલેશ
પધારીઆ. ૧ જીરે જેણે એ સુત જનમીઆ, ધન ધન
કહીએ એ માત; જેણે ઓછંગે લઈને હુલરાવીઆ, તેની
કિરતી જગત વીખ્યાત. ભલે૦ ૨ જીરે સુરીનર મુની જન
હરખીઆ, જીરે વરખીઆ કુસમ અપાર; શ્રી વલ્લભજીને
વારણે, જોતાં આનંદ મંગ થાય. ભલે૦ ૩ જીરે કળીમ
કારણ જાણજો, વખાણજો દ્વિ કુલ રાગ; કર જોડીને કરૂ
વિનતી, હરીદાસ શોભા બની જાય. ભલે૦ ૪

---

## ધોળ ૨૨

આવોને પરમ સોહાસણી, મળી મંગળ ગાઈએ; આજ
આનંદ મારે અતી ઘણો, સરવે વાજીત્ર વાઈએ. ૧ પ્ર-
ગટ્યા શ્રી વિઠલનાથજી, જન્મનોરે દાહાડો; મોતી તે કેરા
સાથીઆ, મંદીર માંહે કાહાડો. ૨ ગણી મુકતાફળ કેવડો,
વચ્ચે ચોક પૂરાવો; શ્રી વલ્લભજી દાન આપે ઘણાં, કેહે-
તાં પાર ન લાવો. ૩ ભાટ જાચકરે મળી ઘણા, બોલે જ

ય જય થાય; ભગવતી મન આનંદ ઘણો, ૩
સમાય. ૪ માધવદાસ પ્રભુના જશ સહુકો ગાય,
પરમ સોહાસણી, મળી મંગળ ગાઇએ. ૫

## ધોળ ૨૩

આવોજી અચળ સોહાસણી, મળી સહીયર સમાણી; શ્રી ગોકુળનાથને નિરખીએ, જુગ વલભ જાણી આવો-જી. ૧ કાળંદ્રિને કાંઠડે, શ્રી ગોકુળ ગામ; ત્યારે ભીરે જે રાજીઓ, પરીપૂર્ણ કામ આવોજી. ૨ શ્રી વિઠલ કુળ મંડન, ખંડન પાખંડી; જેને જીત્યું કળી કાળમાં, કળી રૂપ કુડંડી આવોજી. ૩ નખ શિખ સુંદરતા તણો, કોઈ પા ર ન પામે; સુર મુની નારદ શારદ, કયમ કહે વખાણ આવોજી. ૪ સરળ સુદેશ સોહામણા, શીરેવાળ વીશાળ; વદન કમળ પાસે રહી, જાણે મધુકર માળ. આવોજી૦ ૫ લલીત લીલા ટળશે ભલી, હરીચંદન રેખા; ભ્રગુટી કામ કમાનને, બહુ બાણ વીશાખા. આવોજી૦ ૬ વાહાલા વીન વીનતા તણા, ઉર અંતર ભેદ; તનક્ષણ નયણે નિરખ્યા, કુળ શકુળ છેદ. આવોજી૦ ૭ લોચન લોલ હસંતા, સુતો મંડળ પરસે; તાકરૂણા ભર સદા, બહુ રસ વરશે. આવો૦ ૮ નાસ નિરૂપણ નાશીકા, ગળ સ્થળ ઝળકે; કંચન મ-ણી કુંડળ તણી, આભાસ અતી ચળકે. આવોજી૦ ૯ અધર અમ્રત ભરેચાં, દંતા દાડમ ઓર; નાક સુધારસ દક્ષની, બ્રહ્માદીક ભૂલા. આવોજી૦ ૧૦ કર પર ગ્રાવા ઉ દરની, ઉપમા શી દીજે; ત્રીભોવનમાં કો નહી, તેના સામો વડ લીજે. આવોજી૦ ૧૧ શોભા જોતાં સુખ હોય, તેતો મનજ જાણે; મૂગો મીઠાઇ તણો, કયમ સ્વાદ વખાણે,

. અનુભવીના આનંદનું, પ્રેમરૂપ કયમ જા
જ્યાંહાં વાણી વરમી રહે, કવી કયમ કરી ગાઇએ
આવોજી૦ ૧૩ જુગ જુગ જીવો જગત પ્રભુ, શેવક સુ-
ખકારી; નારાયણ ગુણ રૂપને, જાય બલીહારી. આવોજી
અચળ સોહાગણી મળી સહીયર સમાણી. ૧૪

## ધોળ ૨૪.

શ્રી વલભનંદનરે વાહાલા લાગોછો, જેનું સમરણ કરતાંરે દુખડાં ભાગોછો. ૧ પૂરૂષોતમ લાલજીરે પ્રિતે આવો છો, જોઈ રૂપ રસાળુરે મનગાં ભાવોછો. ૨ માહારા કીધા જનમનારે, સુકૃત ફળીઆં છે, માહારા જનમ જનમનારે દુખડાં ટળીયાં છે. ૩ અમને નામ સમર્પણરે, વાહાલે આપ્યાં છે, માહારા પૂરવ જન્મનાંરે, પ્રાયશ્ચિત કાપ્યાં છે. ૪ માહારે મંદીર પધારોરે મનડામાં વશીયા છો, વાહાલો હેત કરીનેરે હૈયામાં હરખીયા છો. ૫ મેહેતો રૂપ રસાળુરે જુગતે જોયું છે, હરી હેએ વશીયારે મનડું મોહ્યુ છે. ૬ વાહાલે પાઘ સોરંગીરે શીર પર ધરીઓ છે, આભુષણ અંગેરે આપે ધરીઆં છે. ૭ કુમકુમનાં તીલકરે ભાલે કરીઆં છે, વાહાલો મંદીર અમારેરે મલપતા આવે છે, પ્રભુઃસને પ્રિતેરે લાડ લડાવે છે, ૮

## ધોળ ૨૫.

નંદ ઘેર આનંદ ઉલટયો, શ્રી ગીરધરલાલ; વરજની શોભા શી કહુ. ૧ બાવન ચંદન ગડ ગળી, મોતીડે પૂરચા છે ચોક વરજની૦ ૨ રંગે અંગેઠુ નિસરચા, સહુનો સરખો શણગારઃ વરજની૦ ૩ ટોડે તોરણ બાંધીઆં, ઝુમ

ણાં ઝુલેછે ગોખ; વરજની૦ ૪ દીપક જોતરે જળહળે, મે હેલો દ્વારને ગોખ; વરજની૦ ૫ નોબત વાગેરે નવરંગી, રંગી રાજ દરબાર; વરજની૦ ૬ નાહાનું સરખું શ્રી ગોકુળીયું, આવા રૂડા નંદજીના લાલ; વરજની૦ ૭ વેહેતી નગરીમાં નીસરૂ, કાંઈક કારણ રૂપ; વરજની૦ ૮ એ છે વાહાલો દયાળવા, પૂરણ પુરષોતમ ભૂપ; વરજની૦ ૯ ગીરધર ગાયો ચરાવતા, સુંદીર ગાયો ચરાવતા, સુંદીર જમુનાને તીર; વરજની૦ ૧૦ કાળીંદ્રિને કાંઠડે, ઉભા હળધર વીર; વરજની૦ ૧૧ માધવદાસની વિનતી, રાખજો દ્રઢ વિશ્વાસ; વરજની શોભા હું શી કહુ. ૧૨

## ધોળ ૨૬.

શ્રી લક્ષમાણ સુતને હું નમુને, કરૂં તે પ્રણામ; વાણી તે અમને આપજો, જેમ ગાઉ જશ વિસ્તાર. મનમાં તે આનંદ અતી ઘણો, મુખડે કહ્યો નવ જાય; કૃપા હોય જો તમ તણી, તો દાસ કોઈ ગાય. શ્રી લક્ષમણ ભટજી તાત એમના, શ્રી એલંબાજી માત. પ્રગટ લાલા તમ તણી, સાંભળો કહુ એક વાત. શ્રી લક્ષમણભટજીના સુપનમાં, શ્રીજી પધારયા ઘેર; વિદ્વાધાર તમ ઘેર પ્રગટશે, તની તે કરજ્યો પેર. કાશીએ જાઓ વેગે કરી, શ્રી એલંબાજી લેજો સાથ; પૂરણ પુરશોતમ પ્રગટશે, મારગમાં એ નાથ. સાત વરસ અહિંઆં રેહો, તોએ ના પ્રગટ થાય; ગરભવંતાં દુખ પામશે, શ્રી એલંબાજી માત. વચન લેઈ માથે ચડાવ્યાં પ્રભુ તમ કહી તે સત્ય, કહ્યાં તમારાં સત્ય છે, મારે ચાલવું નીરધાર. ત્યાંથી તે વાહાલાજી પધારીઆ, ગાળા તે આપી એ; એક કંઠી કંઠ ધરી, બાજી જાપ કર વળી તે

૯. ભગવ સુધ રીતે માયા રૂપી, મણકા એકસોને આઠ; તે માળા નિત્ય ફેરવો, ગ્રંથનો કરવો પાઠ. ઉપરાંણો શ્રી અંગનો, શ્રીજીએ આપ્યો સાર; વસ્ત્ર લેઈ ઓઢાડજો, બાળકને વળી ત્યાંહ. ત્યાંથી વાલાજી પધારીઆ, અંપારેણુ રહ્યુ ગાઉ આર; રાતે રસોઇઓ ત્યાં કરી, મનમાં તે કરો વિચાર. શ્રી કૃષ્ણજીને પ્રીયાજી, સંગે સુંદરી બે સાથ, બેઉને દરશન ત્યાં હવાં, સુપનામાં નીરધાર; નેત્ર ઉઘાડીને નીહાળીઆં, ત્યારે દીઠાં વસ્ત્રને માજ. બેઉને દરશન ત્યાં થયાં, સુપનામાં વળી સાર; તંબોળ લેઇ શ્રી પ્રીયાજીએ આપ્યાં, જાનગ ઘુંટી બાજ. રસના વરણી તે તણી, બાજી વાણી તણો નહી પાર; પ્રગટ શ્રી વલ્લભ દેવનાં, હઈડે તે હરખ ન માય. દેવનાં તે દુંદભી વાગીયાં, પુષ્પની વૃષ્ટિ તે થાય; પ્રગટ થઇ પરાક્રમ કીધાં, હઈડે હરખ ન માય; જુગ જુગ જીવો મારા વાલમા, બલીહારી તે માધવદાસ

---

## ધોળ ૨૭

શ્રી લક્ષમણ ભટને ઘેર એક કુળ દીવોરે, ભલે પ્રગટ્યા શ્રી વલ્લભરાય એ ઘણું જીવોરે. ૧ આ એમના સુત છે બેઉ અતીશે રૂડારે, જે ન નામે એમને શીશ તે જન કુડારે. ૨ શ્રી અક્કાંજી કુખે અવતર્યાં સુખકારીરે, ગોપીનાથ શ્રી વિઠ્ઠલનાથ એ પર વારીરે. ૩ બળદેવ શ્રી ગોપીનાથજીને જાણોરે, શ્રી કૃષ્ણ શ્રી વિઠ્ઠલનાથ એ વ્રજરાણારે. ૪ એ પુરૂષોતમને પ્રેમ ધરીને ગાયરે, તેનાં જન્મ જન્મનાં પ્રાસ્ચિત સરવે જાયરે. ૫ શ્રી વીઠ્ઠલનાથજીને સાત કુંવર સુખદાતારે, કળીયુગમાં પૂષ્ટિ પ્રકાશ એ વિખ્યાતારે. ૬ શ્રી ગીરધરજી ગુણવંત સહુને ગમતારે, જઈ જુવો શ્રીજી

નવનીત પ્રીયાજીશુ રમતાંરે. ૭ શ્રી મથુરાંનાથ મનોરથ પુરે મનનારે, તમે સમરો શ્રી નટવરલાલ જાય દુખ તનનાંરે. ૮ શ્રી ગોવિંદરાય રસ મગન રસ ભરી નિરખોરે, જેને મંદીર શ્રી વીઠલેશરાય જોઈ જોઈ હરખોરે. ૯ શ્રી બાળકૃષ્ણજી કૃપા કરી સુખ આપેરે, શ્રી દ્વારકાંનાથજીનાં રૂપ રૂદયામાં સ્થાપોરે. ૧૦ શ્રી બળદેવ શ્રી ગોકુળનાથ, શેવાઓ ગીરધારીરે, જેણે રાખ્યો માળા પ્રસંગ એ પર વારીરે. ૧૧ શ્રી રઘુનાથજીને જોઇ મનડાં મોહીએરે, જેણે મંદીર શ્રી ગોકુળ ચંદ્રમાજી સોહીએરે. ૧૨ શ્રી જદુપતીજી જુગતે જોવા જેવારે, શ્રી બાળકૃષ્ણજી કરી સુંદર શેવારે. ૧૩ શ્રી ઘનશ્યામજી પુરણ કામ છે, ઘણું રશીયારે, શ્રી મદનમોહનજી માહારાજ માહારે મન વશીયારે. ૧૪ એ શોભા જોઈ હરીદાસ જાય બલીહારીરે, એ લીલા ગાજો નિત નરને નારીરે. ૧૫ શ્રી લક્ષ્મણ ભટજીને ઘેર એ ફુળ દીવેરે.

## ધોળ ૨૮

આવને આવ ઉતાવળી, લાલને જોવાને જઈએ; મનકુ તે પ્રેમ ભેળીને, આપણ નિરલજ થઈએ. ૧ નાહાનડીઆ શ્રી દ્વારકેશજી, માહારે હઈડે વશીયા; તેઓ નિંદ્રા નહી કરે જોવાના છે રશીયા. ૨ અમીએ ભરી હરીની આંખડી, અતી છે અણીયાળી; ભ્રકુ જોવાને સુંદરી, લાલ મીઠડી માંડી. ૩ ચાંચ જાણે પોપટ તણી, એમના નાકની ડાંડી; જાણે પરવાળાં અધર, દીસે એમ રાતડી. ૪ મુસ્તક નવરંગ મોળીઆં, શોભે કમળને વાને; એ પાસ શોભીતા લાલને, મોતી ઝળકે છે કાને. ૫ ઓઢન આછી લોબડી, કોટે કનકની માળા; એક જીભ્યાએ શુ કહુ, એમના અં

ગના આળા. ૬ ચિતડુ તે માહારૂ ચોરીયું, મોરલીને નાદે કાળી ધોળી બોલાવતાં, એમને સરવે સાદે. ૭ એવો કોઇ સાંભળ્યો નથી, નથી નરખીને દીઠો; હીંડે છે મોડા મોડતે અતી લાગેછે મીઠો. ૮ સનકાદીક શીવે સદા, એનો રસ છે રૂડો: ઘરમાં રહી શું કીજીએ, સંસાર છે કુડો. ૯ મનુશ્ય દેહ પામીને, રૂડુ રતનજ લીધુ: શ્રી ગીરધરલાલ જીવ નશુ, માહારૂ ચિતજ બાંધ્યું. ૧૦ જુગ જુગ જીવો મારો વાહમો, શેવક સુખકારી: નારાયણ ગુણ રૂપને, જાઉ બલીહારી ૧૧ આવને આજ ઉતાવળી, લાલને જોવાને જ ઇએ. સંપૂર્ણ.

---

## ધોળ ૨૯

પોસ નામે શ્રી વિઠલનાથજી, હાંરે વાહાલો પ્રગટ્યા શ્રી વલ્લભ દ્વારજો; અમને જોવાને થઇ આતુરી, હાંરે વાહાલે કીધી સેવક સારજો: પોસ નામે૦ ૧ ત્યારે શ્રી નંદઘેર પ્રગટ્યા, હાંરે વાહાલે પુરચા જસોદાજી કોડ જો; રમતા સરખા સહુ સાથમાં, હાંરે વાહાલો હળી હળધરની જોડજો પોસ નામે૦ ૨ હવે શ્રી વલ્લભ સુત થયા, હાંરે વાહાલો શ્રી ગોપીનાથજીના ભ્રાત જો; ગોદ લઇને હુલરાવતાં, હાંરે વાહાલો ધન્ય શ્રી અકાંજી માત જો. પોસ નામે૦ ૩ એમના સુખની કાંઇ કહી ન શકુ, હાંરે વાહાલો વેદ કહે છે નિતિજો; શેષ સહસ્ત્ર મુખે ઓચરે, હાંરે વાલો ધન્ય શ્રી જુમનાંજીની રેતિજો, પોસ નામે. ૪ ત્યારે વાહાલો ગાઓ ચરાવતા, હાંરે વાહાલો રમે છે રાસ વિલાસજો; વેણ વગાડી વાલે વનમાં, હાંરે વાહાલે પુરી શ્રી વરજ સુંદરીની આશજો, પોસ નામે. ૫૦ રાસ નીહારી વરજવલભો.

હાંરે વાહાલે આપ્યો શ્રી વરજમાં વાસજો; કરજોડીને કરે વિનતી, વાહાલો શોભા જુવે છે હરીદાસજો. ૬ પોસ નામે શ્રી વિઠલનાથજી.

## ધોળ ૩૦.

• શ્રી વલ્લભ રાજ કુમાર; તમે કાંઇ કીધુ રે; માહારૂ ચિત ચિત ગોકુળનાથ, હરીને લીધુ રે. ૧ ગીરધારી એ ઘેલી કરી, મુને આજ ન ભાવે અંનરે, ધન્ય કુંવરે શ્રી અકાજીએ જાયા; તેથી મોહ્યુ માહારૂ મન, તમે કાંઈ કીધુરે ૨ લોભાણા લોભી રહ્યા ને નંદ કુંવર રંગ રેલરે, રસીઆ ઠાકોર ભીમના; મારી અરજ શુણો અલબેલ, તમે કાંઇ કીધુંરે, ૩

## ધોળ ૩૧.

આજ સહીઅરરે વધામણાં, વરજ વાગ્યાં નીસાણ; પ્રગટ્યા શ્રી વીઠલનાથજી, હવાં કોટી કલ્યાણ. ૧ લાલની ચાલ ઉતાવળી, લાલને જોવાને જઇએ; તન તપે મન મેળીને, આપણે આનંદ થઇએ. ૨ અમીરે ભરી હરીની આંખડી, નયણાં છેરે રસાલ; ચરીત્ર કરે મન ભાવતાં, પાલણીએ પોહોડા. ૩ એ તો નીંદ્રા નહી કરે, જોવાના છે રસીઆ; માધવદાસના પ્રભુજી, માહારે મન વસીઆ. ૬

## ધોળ ૩૨.

આજ માહારે આનંદ ઉરના સમાનજી, પ્રગટ્યા શ્રી વરવલભ સકુમારજી; ભુતળ ભાગ્ય તણો નહી પારજી, દૈવી તે જીવનો કરવા ઉધારજી. ૧ મંદીરમાહ તે ચોક પૂરાજી, તોરણ બારણે બંધાવજી; હુંએ કરૂ વીધ વીધના થ

ણગારજી, હરએ તેડાવું તે સધ્યરે સાથજી. ૨ નાચુ ગાઉ તાળી પાડુ હાથજી, કોને કહું કહ્યું નવ કહેવાયજી; છબી પરેજન રસીક બજાયજી.

## ધોળ ૩૩

ધનધન દાહાડોરે આજનો, ધન શ્રી ગોકુળ ગામ; ધન નધન નંદ જશોમતી, પ્રગટ્યા સુંદર શ્યામ. ધનધન. ૧ શ્રાવણ માસ સોહામણો, નોમી તથમારે નામ; વરજમાં ચાલી વધામણી, ખરચ્યા દશ ગણા દામ. ધનધન. ૨ વરજમાં પ્રેમરસ ઉલટ્યો, ટાળવા દુનિયાના દોષ; રૂશીને તેડેરે રાયજી, જુગતે જોવાને જોષ. ધનધન. ૩ આનંદ ઓછવ અતી ઘણો, ગોપીઓ ગાયછે ગીત; માણેક માતીને હીરાનાં, આપ્યાં હીમનાં દાન. ધનધન. ૪ ફુલ્યા ફુલ્યારે સહુ ફરે, ફુલ્યા શ્રી ગોપીરેજન; ફુલ્યા શ્રી જુમના જોયને, ફુલ્યા શ્રી વંદ્રારેવન. ધનધન. ૫ સુરીનર સ્વપને દેખે નહી, શીવજી સરખારે સંત; બ્રહ્મા નીગમ જાણે નહી, કોઈએ ન પામેરે અંત. ધનધન. ૬ મોહોટાં ભાગ્ય આહીરનાં, શોભા કહી નવ જાય; પ્રેમે પ્રગટ્યા શ્રી નાથજી, ગુણ માધવદાસ ગાય. ધનધન. ૭

## ધોળ ૩૪

આપણ જઈએરે શ્રી ગોકુળ ગામ સાહેલીરે, શ્રીજીને નિરખીએ, જીરે જુવતીનાં જુથ ટોળે માળ્યાં, ગોપી શણગારે નવસાત શણગારે; સાહેલીરે. ૧ ગોપી વેગે તે ચાલ્યા ઉતાવળાં, જઈ જોયરે અનુપમ નાથ; સાહેલીરે. ૨ ગોપી કંચન થાળરે કર લીએ, માંહી ભરીયારે મુક્તાફળ સાર

સાહેલીરે. ૩ માહારૂ મનરે ગયુરાં ચિત, શ્રી ગોકુળમાં મા-હારો જીવડોરે, રહ્યો શ્રીજીની પાસ; સાહેલીરે. ૪ ગોપી ચરણ કમળ રજ લઈ રહ્યાં, વાહાલો આપેર અભેપદ દાનઃ સાહેલીરે. ૫ ત્યાંહાં તો સાત મંદીર સોહામણાં, ગોપી આવ્યાંરે ઠુકરાણીને દ્વાર; સાહેલીરે. ૬ મથુરાંમાં તે વાજીંત્ર વાગીયા, ગોકુળમાંરે ગરગડીયાં નીશાન; સાહેલીરે. ૭ જાણી વલ્લભ સુતને વારણે, બલીહારીરે જાય માધવદાસ; સાહેલીરે. શ્રીજીને નિરખીએ. ૮

## ધોળ ૭૫.

મેરે શ્રી નાથજી પ્યારે, દ્રગનસે હોજુ મત ન્યારે; દ્રગનસેં હોજુ મત ન્યારે મેરે શ્રી નાથજી પ્યારે. ૧ ગલે જામા દદામીકા, કમર પટકા બદામીકા. ૨ શ્રીરંગી પાઘ શીર સોહીએ, લસત બનમાલ મન મોહીએ. ૩ લગી હોપ કાનમાં દુતી, તજી મોહ સેજ્યમાં સુતી. ૪ મેથ દીલ ધ ગયા આલો, લગી તનમાં તાલાવેલો. ૫ મત ભૂલ દખી તન ગોરા, જુગમાં જીવના થોરા. ૬ કહાગુહે મોહકી જવારા, બહજાતાહે સંસારા. ૭ સદા–વ્રજદ્વિજ ગાવે, છબીપર વારણે જાવે. ૮ મેરે શ્રી નાથજી પ્યારે, દ્રગનસે હોજુ મત ન્યારે.

## ધોળ ૭૬

આલો તો શ્રીજી જઈએરે, શ્રી મુખ જોવાને; આવો તો તતપર થઈએરે, શ્રીમુખ૦ ૧ મને ઘરમાં લાગે છે ઘેહેલુંરે, શ્રીમુખ૦ હું તો કાંય ન સમજુ પેહેલુંરે, શ્રીમુખ૦ ૨ હું તો ઘરનો ધંધો ભુલીરે, શ્રીમુખ૦ હું તો અંગોઅં

કીરે, શ્રીમુખ૦ ૩ મને મુખે ભોજન ન ભાવેરે, શ્રીમુખ૦ સેજડાએ નિંદ્રા ન આવેરે, શ્રીમુખ૦ ૪ માહારા મનમાં મનમથ વશીયારે, શ્રીમુખ૦ માહારૂ કામ સકામે ધરીયુરે, શ્રીમુખ૦ ૫ મેરલીમાં કામણ કીધુરે, શ્રીમુખ૦ માહારૂ મન હરીને લીધુરે, શ્રીમુખ૦ ૬ કોઇ ન દરૂનો લાલ જોવા આલ્યારે, શ્રીમુખ૦ ન સોદાજીના જીવન પ્રાણ્યારે, શ્રીમુખ૦ ૭ હેવા રસીકરાય ગીરધારીરે, શ્રીમુખ૦ દાસનો દાસ જાય બલીહારીરે, શ્રીમુખ સુંદર જોવાને.

---

## ધોળ ૩૭.

શ્રી નાથજી ને છેલ બીરાજતાંજો; ટેક. સખી ચાલો તો જઇએ શ્રીજી શેહેરમાં જો, શ્રી ગોવરધન નાથજી બીરાજે લીલા લેહેરજો; શ્રીનાથજી. ૧ પેહેલાં દરસન તે મંગળાનાં હરખીયાંજો, માહારા નાથનાં સ્વરૂપ નરણે નિરખીયાંજો; શ્રીનાથજી. ૨ બીજાં દરસનમાં શણગાર વાહાલે બહુ ધરાજો, માહારા નાથજીને લક્ષ્મીજી વર્યાંજો; શ્રીનાથજી. ૩ ત્રીજા દરસન તે ગ્વાલ બાલ ભોગનાંજો, મુખે મોરલી તે છડી લીધી છેલમાંજો; શ્રીનાથજી. ૪ ચોથાં દરસન તે રૂડાં રાજભોગનાંજો, વિવિધ ભાતની સામગ્રી સંજોગમાંજો, શ્રીનાથજી. ૫ પાંચમાં દરસન ઉત્થાપનનાં સાંભળ્યાંજો, શંખ વાગ્યો ને વૈસ્નવ થયા ઉતાવળાજો; શ્રીનાથજી. ૬ છઠ્ઠાં દરસન તે ભોગ સંજોગનાંજો, વિવીધ અમૃત મેવા ધરા ઉમંગમાંજો; શ્રીનાથજી ૭ સાતમા દરસન તે આરતિનાં મન ઠરેચાંજો, ભીડ ભારી ને વૈસ્નવ બહુ મળ્યા તો; શ્રીનાથજી. ૮ આઠમાં દરસન તે સયન કરચાં શ્રી હરીજો, દરસન કરીને વૈસ્નવ આનંદ

ભ ગીનો; શ્રી નાથજી. ૯ ચટુભાજ મટુભાલજી જોડેછે જો, ગીરધરલાલજી બીરાજે લીલા લેહેરમાંનો; શ્રી નાથજી. ૧૦ વહુજી ભાભીજી ને બેટીજી માહારાજ છેજો, એમને આઠે દરશનનો ઘણો ભાવ છેજો; શ્રી નાથજી. ૧૧ જે કોઇ ગા ય શીએને સાંભળે જો, તેનો ચરણ કમળમાં વાસછેજો; •શ્રી નાથજી તે છેલ બીરાજતાજો, એમના દરશન થકી સુ ખ થાયછે જો, હરીદાસ તે વલ્લભ ગુણ ગાયછેજો. ૧૨

## ધોળ ૩૮.

આવો સખી નિરખીયે નંદ કુમાર, લટકતા આવે હ- રી દીન દયાળ; જોજો હરી છેલ છબીલા હરીની ચાલ, ફીએને ચતુરે ઘડી હરીની ચાખડીરે લાલ. ૧ એસણીએ કંઈ ધરેરે મુનીવર ધ્યાન, લોકમાં કાંઇ લખ્યારે નાગર વે- લ પાન; ચરણ સુકોમળ કંકુ વર્ણવાન, કારીગરે કોરીને કુરતી મેલી પાંખડીરે લાલ. ૨ પાંનીયે કાંઇ હંસ પોપટને મોર, મુસ્તક ભમરીને ઉપર ઓર; તેની આગળ શોરે અગારો તોલ, ઝીણી ઝીણી ઘુઘરી શબ્દ કરે ઘણેરે લાલ. ૩ સાંકળીયું કાંઇ ગાંઠીરે સોના કેરે તાર, હીરામાણેક ગુથ્યા હરીના હાર; ફુલપ ઓછેરા કીધા વાહાલે ભાર, પીળાંને પચરંગી બીરાજે હરીનાં ફુમતારે લાલ. ૪ લંગરમાં કાંઈ સુર્ય રત્નને ચંદ, હાથે છે હીરલાને પોહોંચીયે નંગ; તે તો દેખી માહારૂ મન થાય ઉછરંગ, આંગળીયુંમાં વીંટી આંગુઠીમાં આરશીરે લાલ, ૫ કષ્ટના કડકાની કીધી વા- હાલે સાર, એટલને શીદ લીએ હમારી સંભાળ; પોહોળી- આના પુન્ય તણો નહી પાર, પેહેરીને પધારયા ગોવાળી યાની ઘેરમાંરે લાલ. ૬ એક એકની સાનમાં સમજી જાય,

જેહેને જેવા ભાવ હોય તેવા ગાય; પ્રથમ નિરખું ને પછી લાગું પાય, શ્રી વલ્લભ કુળને નાથે તે સહુને લીધા લેહેરમાંરે લાલ. ૭ ચાલો સખી નિરખીએ નંદ કુમાર.

## ધોળ ૩૯

શ્રી કાંકરોલી ગામ રળીયામણુંરે, ત્યાંહાં તે બીરાજે શ્રી દ્વારકાંનાથ; પ્રગટ્યા શ્રી વ્રજભૂખણ લાલજી. ૧ ફેરી વાલો સેવક કારજ આવીયારે, ઇછા ધર્યાને મન સંગાથે લાલ. પ્રગટ્યા. ૨ શ્રી પદમાવતી વહુજીએ લાલજી જનમીઆરે, જુગમાં વરત્યો જય જયકાર લાલ. પ્રગટ્યા. ૩ સંવત ૧૮૩૪ માં, ચઇત્ર સુદી ૮ ને શનીવાર લાલ. પ્રગટ્યા. ૪ સહી નક્ષત્ર લગ્ન પૂનરવશુરે, પૂણી ૭—ઘડી શેષ્ય પ્રમાણ લાલ. પ્રગટ્યા. ૫ લગ્ને બ્રહસ્પતિ આવા સહીનારે, ત્રીજે શનીસ્વર તોળાના લાલ. પ્રગટ્યા. ૬ પાંચમે કેતુ આવ્યા ધનનારે, આઠે બુધ શુક્ર રવી મીનના લાલ. પ્રગટ્યા. ૭ નવમે મંગળ આવ્યા મેશનારે, અગિઆરમે રાહુચંદ્ર મેથુનના લાલ. પ્રગટ્યા. ૮ હેવે ને જોગે વાહાલો જનમીઆરે, શ્રી વિઠ્ઠલ વસે હરખ ન માય લાલ. પ્રગટ્યા. ૯ શ્રી ચારોમતી માજી મન હરખ્યા ઘણુંરે, સહુને દેછે આદરભાવ લાલ. પ્રગટ્યા. ૧૦ બાંધ્યાં તોરણ પુરવ્યા સાથીઆરે, ગુણીજન ગાએ મધુરે ગાન લાલ. પ્રગટ્યા. ૧૧ વૈશ્નવ જુથે જુથ મળ્યાં ઘણાંરે, આવીને વાહાલાને હુલરાવે લાલ. પ્રગટ્યા. ૧૨ કંચન થાળ ભરયા શગ મોતીએરે, આવી વાહાલાને વધાવે લાલ. પ્રગટ્યા. ૧૩ દાસ વલ્લભપર દયા કરોરે, રાખો ચરણ કમળની છાંય લાલ. પ્રગટ્યા શ્રી વરજભુખણ લાલજીરે. ૧૪

## ધોળ ૪૦

તેડી જાઓ તો હમારાં મન ઠરે, હુંતો જાઉં શ્રી ગોકુળની રીતરે; હુંતો જઈ નિરખું શ્રીનાથજી, છે પૂર્વ જન્મની પ્રિતરે. ૧ ત્યાંહાંતો સાત મંદીર શોભા ઘણી, ભાવન ભાવન વશી વરજનાથરે, વશી છે વલભા ચાર્યજીના લાડીલા, માહા મ્હોટા મુની વસ્યારે. ૨ શ્રી વંદ્રા તે વન રળીઆમણું, શોહ્યામણાં ઠકરાણી ઘાટરે; શોહ્યામણી વાય વાહાલો વાંસળી, તેતો બળભદ્ર કેરા વીરરે. ૩ શ્રી વંદ્રા તે વનની કુંજમાં એમાં ટેના સરજા મોરરે; એમા હેલ કરત નંદા નંદશું, નયણે નિરખત નંદકીશોરરે. ૪ હુંતો વરહે દર્શનની આકુળી, જરે જીરણ માહારી દેહ; હુંતો વહું બેઠીઆને પાએ પડુ, નિહાળુંશ્રી મુખ નાગરે. ૫ જેણે નયણે ના નિરખ્યા શ્રી નાથજી તેણે શાને ધરી આ દેહરે; જેણે શ્રી ગોવર્ધન જોયા નહી તેનો સુનો ગયો સંસારરે. ૬ જેણે શ્રી વલ્લભકુળ જાણ્યા નથી, તેનો એળે ગયો અવતારરે; ધીક ધીક પડચો આ દેહ, ના નાહ્યો શ્રી જમુનાં નીરરે. ૭ ધન ધન જીવક વરજવાસીનું, જેણે વરજમાં તે પુરયા વાસરે; કરજોડીને કરૂ વિનતી બલીહારી તે માધવદાસ. ૮ તેડી જાઓ તો હમારાં મન ઠરે હુંતો જોઉ શ્રી ગોકુળ રીતરે.

---

## ધોળ ૪૧

શ્રીવલભ પ્રાણ આધારને નિરખવા ચાલો ગમે સજની જી, શાં શાં સુખરે વખાણું એના જાણું દિવસને રજનીજી; આ ગોવરધન ધરથ[illegible] હરી ઘણા દેખોજી, નૈણે તે પલક લાગે નહી [illegible] મનૂ અલ લેખાંજી. ૧ તે ઉ-

પરસપર હસી હસી વચન કહ્યાં તે એવાં એવાંજી, જો જો કહયાં તે તે કીધાં તે પ્રીતમ અંગીકાર એવાંજી; મા કલી અમો આવીઆ જીવ પોતા તણા લેવાજી, પોતે ક-રીને દેખાડીજી વીવીધ પ્રકારની સેવાજી. ૨ બ્રહ્મ સંબંધ કરાવીને જીવનો કીધો અંગીકારજી, શ્રી ભાગવત મથનક જોયાંજીરે સબોધનીજી સારજી; શ્રી ગોકુળ ફરીને વસાવી પુ સાથ સરવેને તેડીજી, લોલા કરી તે શી કહું રસના એકે જો પાંમીજી, ૩ દાસ ગોપાળની વિનંતી પણીવાર થાર કરી પાંમીજી, શ્રી વલભ પ્રાંણ આધારને નિરખવા મા-લીએ સજનીજી.

## ધોળ ૪૨.

શ્રી ગોકુળ સાસરીએ જાવું, મોહન વરનું આણું આવ્યું. લખ્યું હસ્ત તણું ભાવું. શ્રી ગોકુળ. ૧ જાવું છે લટકેને ગટકે, મોહનવર જોઈ જોઈ મન અટકે; પાયે નેપુરીઆ ઠમકે. શ્રી ગોકુળ. ૨ આભ્રણ પેહેર્યાં છે અંગે, સખી સહુ શોભે છે સંગે; મોહ્યા મોહોટા મોહનવર રંગે. શ્રી ગોકુળ. ૩ વાહાલોજી જુવે છે વાટો, સખી વેગે વેહેલાં ચાંલો, નયણાં ભરી ભરી પ્રીતમજી નાહાળો. શ્રી ગોકુળ ૪ સાસરી મુને વાહાલેરી લાગે, ત્યાંહાં માહારી કામ વાસના ભાગે, મોહનવર જોઈ જોઈ રઢ લાગે. શ્રી ગોકુળ. ૫ સખી માહારે આ અવસર રૂડો, અચળત શોહાગ્ય પેહેર્યો ચુડો, માહારે શ્રી ગોકુળપતી વર રૂડો. શ્રી ગોકુળ ૬ અદભૂત લેહેરનો રંગ ભારી, શ્રી જમુનાં જળ ભરવી છે ઝારી, મોહનપર વારંવાર વારી. શ્રી ગોકુળ.

૭ શ્રી વલભ નામ સદા રટ, સજાતીમાં રેહેવું,
સરણે શ્રીજી ગોવરધન નમવુ. સાસરીએ જાવું. ૮

## ધોળ ૪૩

શ્રી વલ્લભ કુળને વારીરે શ્રી નાથજી અલબેલા, શ્રી વિઠ્ઠલનાથ વિહારીરે, શ્રીનાથજી૦ ૧ રૂડા એમના સુત છે સાતરે, શ્રીનાથજી૦ કળયુગમાં વેદ વિક્ષાતરે, શ્રી નાથજી૦ શ્રીગીરધરજી ગુણવંતરે, શ્રીનાથજી૦ શ્રી મથુરાંનાથ નિધાનરે, શ્રીનાથજી૦ ૩ શ્રી ગોવિંદજી રસ રૂપરે, શ્રીનાથજી૦ વિઠ્ઠલેશ પરમ અનુપરે, શ્રીનાથજી૦ ૪ શ્રી બાળક્રશ્ન પ્રતાપાળરે, શ્રી નાથજી૦ શ્રી દ્વારકાનાથજી દયાળરે, શ્રીનાથજી૦ ૫ શ્રી ગોકુળનાથની શોભા સારીરે, શ્રીનાથજી૦ જેણે શ્યા ઘેર ગીરધારીરે, શ્રી નાથજી૦ ૬ શ્રી રઘુપતી રૂડા જોઈએરે શ્રી નાથજી૦ શ્રી ગોકુળ ચંદ્રમા સોહીએરે, શ્રીનાથજી૦ ૭ શ્રી જદુપતી માહાજરે, શ્રીનાથજી૦ શ્રી બાળક્રશ્નજી ગરીબ નિવાજરે, શ્રીનાથજી૦ ૮ ઘનસ્યામજી પૂરણ કામરે, શ્રીનાથજી૦ શ્રી મદનમોહન સુખ ધામરે, શ્રીનાથજી૦ ૯ મુખ મહીમા નવ કેહેવાયરે, શ્રીનાથજી૦ નટવરજી નવનિધરે, શ્રીનાથજી૦ ૧૦ સહુ શોભીતો શણગારરે, શ્રીનાથજી૦ પાય ઝાંઝરનો ઝમકારરે, શ્રીનાથજી૦ ૧૧ એ નિત્ય નિત્ય લીલા ન્યારીરે, શ્રીનાથજી૦ રઘનાથદાસ બલીહારીરે, શ્રીનાથજી અલબેલા. ૧૨

## ધોળ ૪૪.

શ્રીજી મેરા એસા રસીઆ, મુજ બોલાવે ઘડી ઘડી મોર મુગટ પીતાંબર સોહીએ, બનસી બજાવે વાહાલો ત્યાંહાં ભરી. શ્રીજીમેરા, ૧ સબ સખીયનમાં રાસ રચ્યોહે, દરસન દેવે ઘડી ઘડી. શ્રીજીમેરા. ૨ દોડ દોડકુ દરશન જાવે, ઝાપટ વાગે તડા તડી. શ્રીજીમેરા. ૩ ચ્યાર ચોકો

મંદીર બનાયો, આપ બીરાજે વાહાલો છપર તરી. શ્રીજી૦ ૪ નંદદાસ પ્રભુકી છબી નિરખત, શ્રીજીકે ચરણમાં જાય પરી. શ્રીજી મેરા એસા રસીયા મુજ બોલાવે ઘડી ઘડી. ૫

## ધોળ ૪૫.

પુરે જોયારે માહારા વરજના વાહાલા, વરજ સુંદરી સંગ માહ્યારે માહારા વરજના વાહાલા. ૧ તમશું શા આશંગોરે. માહારા૦ તમારે બહુ પઠંગોરે, માહારા૦ ૨ જ્યાંહાં જાઓ ત્યાંહાં સુખીયારે, માહારા૦ વેદ પૂરાણ લખીઆરે, માહારા૦ ૩ ઉતમ કુળ અધિકારીરે માહારા૦ સુંદીર વર ગીરધારીરે, માહારા૦ ૪ પેહેલે એમ ક્યાંહાં કીધુરે, માહારા૦ સરવસ્ત હમારૂ લીધુરે. માહારા૦ ૫ શોક્યને સાખ્ડુ દીધુરે, માહારા૦ એવું કામણ હમને કીધુરે, માહારા૦ ૬ શરદ નિશા અજવાળીરે, માહારા૦ ગોપી રાસ રમાડીરે, માહારા૦ ૭ હથી ઘણા લાજ છોડાવીરે, માહારા૦ ગોકુળમાં અસવારીરે, માહારા૦ ૮ શ્યામનીજી સુખકારીરે, માહારા૦ માધવદાસ બલીહારીરે, માહારા૦ ૯ પૂરે પ્રેમ જોયારે માહારા વરજના વાહાલા.

## ધોળ ૪૬.

વંદ્રાવનનારે ચંદ્રમા, આજ માહારે આનંદ અતી ઘણો, પ્રગટયા શ્રી વીઠલનાથકે, વંદ્રાવનનારે ચંદ્રમા. ૧ માગશર માસ સોહામણો, નોમીનો દીનકે; વંદ્રા. ૨ ક્રશ્નપક્ષ વાડે ઉદે હવા, ગોકુળ માંહેરે રતન. વંદ્રા. ૩ જુવતીનાં જુથ ટોળે મળ્યાં, સજીયા નવસાત શણગાર કે વંદ્રા. ૪ પેહેરણ નારંગી ચુંદડી, ચાલે ગજ મલી ચાલકે વંદ્રા ૫

કનક થાળરે કરગ્રહી, માંહે મુકતાફળ સારકે વંદ્રા. ૬ માતાં મંગળ ગીત સોહામણા, આવ્યાં શ્રી અક્રાજીને દ્વારકે વંદ્રા. ૭ શ્રી વીઠલવર મોતીએ વધાવીયા, આનંદ અંગ ન માયકે વંદ્રા૦. ૮ તીલક કરે ને વધાવે પ્રેમશું, ગાય શ્રી ગોકુળપતીનું ગીત. વંદ્રા. ૯ શ્રી જસોદાજીના જીવણ લાડીલા, શ્રી અક્રાજીના કુવર કોડામણા; જુવતીના જીવણ પ્રાણ. વંદ્રા. ૧૦ જસોદાજીના જીવન કાહાનકે, રંગી લોભી ન લે વાન કે વંદ્રા. ૧૧ કુંડળ ઝળકે બેહુ કાનમાં રવી શસી કોટી સમાન. વંદ્રા. ૧૨ શીરપર ફુલેહની પાઘ કે ફુલો નવરંગી બાગ કે રતાપતી માહા અનુરાગ કે વંદ્રા. ૧૩ તોરણ બાંધ્યાંરે બારણે, તોડે ટઉકે છે મોરકે; બોલે હળધર વીરકે. વંદ્રા. ૧૪ પ્રાતઃસમરે માંહી ધુમતાં, ધુમે ઘમેકે છે પ્રાત; કંકણ ખ્લકે છે હાથકે, વાજીત્ર વાજે બહુ ભાતકે. વંદ્રા. ૧૫ જુગ જુગ જીવો માહારો વાહાલમો, બલીહારી માધવદાસ કે. વંદ્રાવનનારે ચંદ્રમા, ૧૬

## ધોળ ૪૭

શ્રી વલ્લભ સુતને નિરખ્યારે, માહારા શ્રીજીના વાહાલા સુંદીર જોવા સરખારે માહારા શ્રીજીના વાહાલા૦ ૧ વેદ પુરાણે લખીઆરે, માહારા૦ જ્યાંહાં જાઓ ત્યાંહાં સુખીઆરે. માહારા૦ ૨ શ્રી જુમનાજીની તીરરે. માહારા૦ વસ્ત્ર હરેચાં હળધર વીરરે. માહારા૦ ૩ શ્રી વંદ્રાવનની વાટેરે. માહારા૦ મહી લુટતા શા માટેરે. માહારા૦ ૪. સોળ સહસ્ત્ર દોરે નારીરે, માહારા૦ તોએ કેહેવાયા બ્રહ્મચારીરે, માહારા૦ ૫ શ્રી ગોવરધનં ગીરધારીરે, માહારા૦ માધવદાસ બલીહારીરે, માહારા વરજના વાહાલા. ૬

# ધોળ ૪૮.

શ્રી ઠુકરાણી ઘટ સોહામણાંરે, છોકરો લેકે છે દ્વારરે, માહારૂ ગોકુળ રળીયામણુંરે. ૧ શ્રી વલ્લભ વંશ ખારાજ તારેરૂ શ્રી વીઠ્ઠલનાથનો સાથરે માહારૂ ૨ ગુણ નિધી શ્રી ગોપીનાથજીરે, હળધરનો અવતારરે. માહારૂ૦ ૩ ગુણનિધિ વીઠલનાથજીરે, શ્રી કરસન તણો અવતારરે- માહારૂ૦ ૪ શ્રી રૂક્ષમાંણી વહુજીના કંથરે. શ્રી પદ્માવતી વહુના કંથરે. માહારૂ૦ ૫ ગુણવંતા શ્રી ગીરધરલાલજીરે, શ્રી ભામનીજી વહુના કંથરે. માહારૂ૦ ૬ ગુણવંતા શ્રી ગોવીંદરાયજીરે, શ્રી રાણીજી વહુના કંથરે. માહારૂ૦ ૭ ગુણવંતા શ્રી બાળક્રસ્નજીરે, શ્રી કમળાવતી વહુજીના કંથરે. માહારૂ૦ ૮ ગુણવંતા શ્રી ગોકુળનાથજીરે, શ્રી પારવતી વહુજીના કંથરે. માહારૂ૦ ૯ અજીતને જીતી લખ્યારે, રાખ્યો માળાનો ધર્મરે. માહારૂ૦ ૧૦ ગુણવંતા શ્રી રઘુનાથજીરે, શ્રી જાનકીજી વહુજીના કંથરે. માહારૂ૦ ૧૧ ગુણવંતા શ્રી જદુનાથરે, શ્રી મહારાણી વહુજીના કંથરે. માહારૂ૦ ૧૨ ગુણવંતા શ્રી ઘનસ્યામજીરે, શ્રી ક્રસ્ના વહુજીના કંથરે, માહારૂ૦ ૧૩ લક્ષ્મી સતભામા બેહુરે, અગ્રજની અનુસારરે. માહારૂ૦ ૧૪ શ્રી નવ નિત્ય પ્રિયાજીને રીઝવારે, એવા વિવિધ પ્રકારરે. ૧૫ શોભા યમુનાં કમળા દેવડીરે, જેને સાત બંધુ સે હાંગરે. માહારૂ૦ ૧૬ શ્રી ગોકુળથી શ્રીજી પધારીયારે, વઢવો શ્રીગોવરધન ટેકરે. માહારૂ૦ ૧૭ સાઢમાં શ્રીજી પધારીયારે, આપે શ્રી ગોવરધન નાથરે. માહારૂ૦ ૧૮ શ્રીજીની સેવામાં સોંપીયારે, સાત કુંવરની જોડરે. માહારૂ૦ ૧૯ આગ

ધરાવે શ્રીજીને ભાવુતારે, શ્રી જમુના જળ ઝારી હાથરે. માહારૂ. ૨૦ આચમન કરાવી બીડાં ધરચારે. આરતી ઊતારે વરજનારરે. માહારૂ૦ ૨૧ દર્પણ ધરે મન મોહશુંરે, માળા પહેરાવે હાથરે. માહારૂ૦ ૨૨ ઘનશીખટના ચોક મારે, માહારે વાહાલે કરચો વેણું નાદરે. માહારૂ૦ ૨૩ રમવું રાધાજીના રાસમાંરે, તાળી ગોવરધન હાથરે. માહારૂ૦ ૨૪ કરજોડીને કરૂં વિનતીરે, નમી નમી દંડવત થાયરે. માહારૂ૦ ૨૫ માધવદાસની વિનતીરે, આપો શ્રી ગોકુળ વાસરે માહારૂ શ્રી ગોકુળ રળીયામણુંરે. ૨૬

## ધોળ ૪૯

ધન્ય કાંકરોલી ગામરે, વાહાલો વસે વરજના ધણીરે; ધન્ય કાંકરોલી ગામરે, દ્વારકાંનાથની શોભા ઘણીરે. ૧ ધન્ય કાંકરોલી ગામરે, પુરૂષોતમ સેવા કરેરે; ધન્ય કાંકરોલી ગામરે, રળીયામણો રાય સાગરરે. ધન્ય કાંકરોલી ગામરે, દુનીયા દરશન જાયછેરે; ધન્ય કાંકરોલી ગામરે, માનુંની મંગળ ગાયછેરે. ૩ ધન્ય કાંકરોલી ગામરે, આનંદ ઓછવ થાયછેરે; ધન્ય કાંકરોલી ગામરે. જે જીવ શરણે જાયછેરે. ૪ ધન્ય કાંકરોલી ગામરે, તેનું જીવતર સફળ થાયછેરે; ધન્ય કાંકરોલી ગામરે, માધવદાસ ગાય છેરે. ૫ ધન્ય કાંકરોલી ગામરે, વાહાલો વસે વરજના ધણીરે. ૬

## ધોળ ૫૦.

ઓ વાહાલાજી ઉભા રોહોને રંગ રશીયાજી, મુજને મળવાનુ કહોને રંગ રશીયાજી; વાહાલાજી માહારા વશ કરીનેરે મુકો, ચતુર ચઉ શું ચુચારે રંગ રશીયાજી. ૧ વાહાલાજી માહારા કામણીઆ મુને કીધાં, માહારાં ચીત

ચોરી લીધાંરે. રંગ રશીયાજી. ૨ વાહાલાજી માહારા અ- ખળા માણસ તે શું કરીએ, સાવરીઆથી ડરીએરે, રંગ રશીયાજી. ૩ વાહાલાજી માહારા ગયતી જુમનાજીને ઘા- ટે, ગીરધારી મળીયા વાટેરે; રંગ રશીયાજી. ૪ વાહાલા માહારા કાળ નાગુદલ હુતી સાથે, બેડાંનો ભાર માથેરે, રંગ રશીયાજી. ૫ વાહાલાજી માહારા તે માટે નવરે આ- લાપાં, તમ સાથુ નવ જોવાયાંરે. રંગ રશીયાજી, ૬ વાહા લાજી માહારા રશીયા તે સારૂ, ના જાણ્યું દુખ માહારૂં રે. રંગ રશીયાજી. ૭ વાહલાજી માહારા મુખ મરડીને રહ્યા છો, નિરદય શું થયાછોરે, રંગ રશીયાજી. ૮ વાહા લાજી માહારા દરેદ હમારૂં જો જાણો,તો દયા મન આણો રે, રંગ રશીયાજી. ૯ વાહાલાજી માહારા રાત દીવશને રે- હેણી, ના જાણું મૃગા નેણીરે; રંગ રશીયાજી. ૧૦ વા- હાલાજી માહારા કોહાના આગળ વાત કહીએ, સહુકોનાં મેહેણાં સહીએરે; રંગ રશીયાજી. ૧૧ વાહાલાજી માહારા સહુકો કાનુડાની કેહેછે. હવે તો દગો દેછેરે; રંગ રશીયાજી. ૧૨ વાહાલાજી હમારા બીક રાખુ હવે કોહોની, નથી વાત છાડતીરે રંગ રશીયાજી, ૧૩ વાહાલાજી માહારા વચન આ- પુ તે ઘણો કરમાં, ઝાલો તો રાખુ ઘરમાંરે. રંગ ર- શીયાજી. ૧૪ વાહાલાજી માહારા પ્યાલાં લ્યો પીને લાડુ, જમો તો થાવ ટાડુરે; રંગ રશીયાજી. ૧૫ વાહાલાજી મા હારા સામગ્રી સરસ બનાવી, મુખ આગળ ધરાવી : રંગ રશીયાજી. ૧૬ વાહાલાજી માહારા જે જોઇએતે કેહેજો, મીઠા મેવા લેજોરે; રંગ રશીયાજી. ૧૭ વાહાલાજી માહારા હરીદાસને હરી કેહેજો, ઉતર હમને દેજોરે રંગ રશીયાજી. ૧૮

## ઘોળ ૫૧

તમને સુંપના છે પ્રાણરે હો છબીલીજી, પ્યારીરે તુતો જોની હું શરીરે સુકાયો; તુજ રૂપમાં લોભાયોરે હો છબીલીજી. ૧ પ્યારીરે મુજને તુજવીના અન્ન ન ભાવે, નિંદ્રા નવ આવેરે હો છબીલીજી. ૨ પ્યારીરે તાહારે નિત્ય નોહોતાં દરશન દેવાં, ચીત નોહોતાં હરી લેવાંરે. હો છબીલીજી. ૩ પ્યારીરે હુતો અરજ કરૂં એવી, જ્યાંહાં હું ત્યાંહાં તું જેવીરે. હો છબીલીજી. ૪ પ્યારીરે તાહારી શેરડીએ તુજ માટે આવું, સાથે કોને લાવુરે. હો છબીલીજી. ૫ પ્યારીરે તુતો હરીદાસ હરીને કહેજે, ઉત્તર હમને દેજેરે. હો છબીલીજી. ૬

---

## ઘોળ ૫૨.

શ્રી દવારકાંનાથજી લાગુ પાયકે, મતી દીજો ભલીરે લાલ; શ્રી બાળકૃષ્ણજીનો જન્મ પવિત્ર તે ગાઇએ સહુ મળીરે લાલ; ૧ સંવત સોળસેહેને ખટકે કરન સહીરે લાલ, આસો માસો નંદ કુમાર કે; ફરી પ્રગટયા મહીરે લાલ. ૨ રાણી રૂક્ષમણી માતને કુખકે લાલજી પ્રગટીયારે લાલ; શ્રી વિઠલનાથજી દે છે દાનકે, જાચક સહુ હરખીયારે લાલ. ૩ સાંભળી આનંદ નરને નારે કે, સહુ મળીયારે લાલ. કાંધે દધીનાં શીકાં ધરયાંકે, સહુ મન ભાવીયારે લાલ. ૪ શ્રી વલભ રાજકુમારને ઘેર કે, દધીકાદા મચોરે લાલ; શ્રી વિઠલનાથજીને ત્યાંનાં કે બધાઈનો રંગ રચોરે લાલ, ૫ એક એક નરને એક નારકે, હાથ તાળી દીએરે લાલ; નાચે ગાવે ઓછવ થાયકે, સહુ જે જે કેહેરે લાલ. ૬ નાચે ઢાડી શું ફળે શું જાનકે, ઝાંઝ લેઈ હાથમાંરે લાલ; વાગે ઝાંઝ

મૃદંગ ઉપંગકે, કવીતા કરી તાળમારે લાલ. ૭ ગાવે દેસના જન નર નારકે, ધોળ પ્રગટયા તણારે લાલ; લુટાવે શ્રી વલભ નંદ ઉદારકે, મિષ્ટાન મોદકા ઘણારે લાલ. ૮ શ્રી ગીરધરજી પ્રફુલીત મન કે, ગોવીંદ હરખીયારે લાલ; આવી દેવ બેશી વેમાન કે, કુશુમ બહુ વરખીઆરે લાલ. ૯ આવ્યા જોશી સહસ્ત્ર પ્રવિણકે, લાલ પ્રગટયા સુંણારે લાલ; એમને ખટ પુત્ર કન્યા એક કે, એમ કેહે છે મુનારે લાલ. ૧૦ આવ્યા ગંગાદિક માહા મુન્ય, મુની કહે વેદનીરે લાલ; શ્રી ગોસ્વામી કરી પરમ ઉદાર કે, આપી વધામણીરે લાલ. ૧૧ આવી ગોકુળની સહુ નાર કે, ઝુડે ઝુડે મળીરે લાલ; જોયા શ્રી મુખ સ્યામ સ્વરૂપ કે, આશીશ દે સહુરે લાલ. ૧૨ ચિરંજીવો શ્રી વિઠલ રાજ કુમાર કે, ભકત શીર ગાજજોરે લાલ; પ્રભુજી શેવા કરજો નિત્ય કે, ગોકુળ માંહી માહાલજોરે લાલ. ૧૩ અવીચળ ચપળના રેહેજો નિત્ય કે, ભકત હુલરાવજોરે લાલ, હું છું ચરણ શેવકનો દાસ કે; પણ પાપી ઘણોરે લાલ. ૧૪ રાખો ચરણ કમળની પાસ કે, બરદ છે તમતણુંરે લાલ; બલીહારી જાય માધવદાસ કે, દોષ નિવારજોરે લાલ.

## ધોળ ૫૩

વર્ણવું શ્રી વંદ્રાવન સુખ ધામકે, શોભા ત્યાંહાં ઘણીરે લાલ; જુમનાં નીર વહે ગંભીર કે, ગોવરધન ગીરીરે લાલ. ૧ બનશીબટ સુંદર ઘનઘોર કે, નીજકુંજ બની શી કહુંરે લાલ; ફુલ્યાં ભાર અઢારે દ્રુમકે, નામ પણ શું કહુરે લાલ. ૨ ફુલ્યો ચંપો ને કચનાર કે, કમળને કેતકીરે લાલ; ફુલી ગુલ ગાઢી ગુલબાસકે, ચંબેલી માલતીરે

લાલ. ૩ ત્યાંહાં ઘનસ્યામ ચરાવે ધેનું કે, બજાવે વાંસળી રે લાલ; સ્વર સુણી ગોકુળની વરજનારી, ચીતડેથી ચળીરે લાલ. ૪ કીધા અવળ સવળ શણગાર કે, સહુ ટોળે મળીરે લાલ; ચાલો સહુ સખીઓ મળી સાથ કે, સુખ આભૂખાન ટળીરે લાલ. ૫ આવી વ્રંદાવન સુખ ધામ કે, જ્યાંહાં ઉભા હરીરે લાલ; કટીપર કર મુકચો વરજ નાથ કે, અધર મોરલી ધરીરે લાલ. ૬ એવી છબી જોઈને વરજ નાથ કે, ઘણી થઇ આતુરીરે લાલ. કીધા હાવ ભાવ સનમાન, વધારી ચાતુરીરે લાલ. ૭ સુંદર સ્યામ હરી કર ઝાલ્યોગયા મળી કુંજમાંરે લાલ; મચ્યો ત્યાંહાં રાસ બીલાસ અનેક, રતી સુખ રંગમાંરે લાલ. ૮ હેવી લીલા અપરમપાર કે, નહી ગાઇ શકુ રે લાલ, ખદરી કહે શું ગાઉ કે, માહા ગતી મંદધુંરે લાલ. ૯ વરાણવું શ્રી વ્રંદાવન ધામ કે, શોભા ત્યાંહાં ઘણીરે લાલ.

## ધોળ ૫૪.

કાંકરોલી ગામનારે વાશી, તંતો વાહાલા મુજને કીધી છે દાશી. ૧ પૂરી જનમનીરે પ્રીતે, તે રસ માણ્યુંછું રંગ રીતે. ૨ નિરભે થઈનેરે નાચુ, જ્યારે શ્રી વરજભુષણજીને જાચુ. ૩ એ વીના સરવેરે કાચુ, નિગમ કહેછે એ છે સાચુ. ૪ દયા કરી છેરે દયાળે, કૃપા કરી પ્રભુ જીવપર ભાળે. ૫ માહા સુખ પામ્યારે જોતાં, હવે માહારાં ભટકણ ભાગ્યાં ગોથાં. ૬ તર્યાનું ઠેકાણુંરે એ છે, દાસ મનોર નીરખી કેહેછે. કાંકરોલી ગામનારે વાશી. ૭

## ધોળ ૫૫.

અમ આવ્યા તમારે આશરે અલબેલાજી, હવે શું ક-રીએ જઇ સાસરે અલબેલાજી. ૧ ફેરા તણું ફળ એ મ-ળ્યું અલબેલાજી, મન ગમતું મુજને મળ્યું અલબેલાજી. ૨ હીરલો લાગ્યો હાથમાં અલબેલાજી, તમે શોભો સઇયર સાથમાં અલબેલાજી. ૩ તમારૂં શામળું અંગ આંખડીમાં અલબેલાજી; ગુણવંતીને લાંછન લગાડો માં અલબેલાજી. ૪ જો જાણશે ગાહારી માવડી અલબેલાજી; કોની સાથે પ્રીત છે એવડી અલબેલાજી. ૫ અમે કાજળ આંખમાં આંજીશું અલબેલાજી; તમો નેણાંની ચોટ નાંખો માં અ લબેલાજી. ૬ હું તો દાણ નહી આપૂં દોકડો અલબેલાજી અમે જવાબ આપીશું રોકડો અલબેલાજી. ૭ હું બાપ-રાવી બીહીતો નથી અલબેલાજી, હું ઓશીયાળી કોઇની નથી અલબેલાજી. ૮ હું ઓશીયાળી પ્રભૂ તમ તણી અ લબેલાજી, શ્રી વલ્લભના સ્વામી તમો છો ધણી અલ-બેલાજી. ૯ અમે આવ્યાં તમારે આશરે અલબેલાજી.

---

## ધોળ ૫૬

વનમાં વાગેરે વાંસળી, માહારે મંદીરીએ સંભળાય; વ નમાં૦ ૧ મોહ રાઉ પામીરે સોહામણી, જીવડો આકુળ વ્યાકુળ થાય. વનમાં૦ ૨ વેગે ચાલીરે વીનતા, મેં તો ઘર-માં નવ રેહેવાય. વનમાં૦ ૩ દેહની દશારે વીસરી, અંગે આભુષણ બદલાય. વનમાં૦ ૪ ભોજન ભોંવનથીરે ભામ-ની, ચાલી કામ કરી ઘર તાજ. વનમાં૦ ૫ સાસરૂ મહી યરરે મેહેલીયું, લાપી લોકડાપાંની લાજ. વનમાં૦ ૬ વન સહુ આવીરે ગોપીઓ, નરણે નીરખ્યા શામ શરીર. વન૦

૭ રૂગનાથ નરખ્યોરે હ્યએ, ઘણી સુંદર જુમનાં કેરી તી
ર. વનમાં૦ ૮

## ઘોળ ૫૭.

વાંકે અંબોડે શ્રી નાથજીને, સુંદર સ્યામ સ્વરૂપ; શ્રી વલ્લભ સુત શેવા કરે, એ શ્રી ગોકુળના ભુપ. પાઘ બાંધે વાહાલો જરકશી, ને સુંદર વાઘા સાર; પટકા તે છે પચરંગના, સજ્યા તે સોળ શણગાર. ર કેસરી તીલક સોહામણાં, નાશીકા વીસ્તાધાર; ચીંબુકની અતી કાંતી છે કંઠે મોતીના હાર; ૩ હડબચીએ હીરલા જગમગે, એનો તેજ તણો નહી પાર: અધર બીંબ એ રસીક છે, ઝળકે તે જોત પ્રકાશ. ૪ બાંહે બાજુબંધ બેરખા, હરીના એ-ટળીઆળા કેશ; નિરખ્યાને વળી નીરખશુ, એનો પાર ન પામે શેષ. ૫ ડાબી બાજુએ ગીરીવર ધરેલો, જમણે કટી મધ્ય ભાગ; ક્રપા કરો શ્રી નાથજી, માહારાં હયડાં ટાઢાં થાય. ૬ પાએ ઘુઘરી રણઝણે, મોજડીએ મોતીના હાર; ક્રપા કરો શ્રી નાથજી, બલીહારી માધવદાસ. ૭ માધવદાસ કહે હરી, માહારૂ માગ્યું આપો માહારાજ; વળી વળી કરૂ વીનતી, મુને દેજો વરજમાં વાસ. વાંકે અંબોડે શ્રી નાથજી, સુંદર સ્યામ સ્વરૂપ. ૮

## ઘોળ ૫૮.

હું બલીહારી તેલંગ કુળ દીપક, શ્રી લક્ષમણ તાતનેરે લાલ; જે કુળ પ્રગટ્યા શ્રી વલ્લભ દેવ, ભક્ત હીત કારણેરે લાલ. ૧ માઘ માસ ક્રષ્ણ એકાદશી, ભર વૈશાકનીરે લાલ; પ્રાગટ ધરેલુ અગ્નિ મધ્ય કે, અગ્નિ રૂપ સહીરે લા

લ. ૨ સંવત પંદરસે પાંત્રીસ કે, વારે રવી પધારેરે લાલ; સરવે સરીયાં શેવકનાં કાજ કે, વરજ જન આવી મળ્યાંરે લાલ. ૩ પુષ્ટિ મારગ ચાલ્યો મરજાદ કે, મર્યાદા ઘણીરે લાલ; જીવને આપ્યાં દાન અનેક કે, વાર નવ લાગી ક્ષ- ણુરે લાલ. ૪ જગતને દ્રઢ કરવાને કાજ કે, શ્રીજી આવી મળ્યારે લાલ; વાક્ય કહ્યુ શ્રી કૃષ્ણની પ્રત્ય કે, એક એકાંતે. મળ્યારે લાલ. ૫ જીવ હેત રાખ્યો નીરધાર કે, લઈ ચરણે પરચોરે લાલ: લાવી સોંપો હમારા ચર્ણ કે, દ્રઢ રાખશુરે લોલ. ૬ એવાં વચન સુંણીને હરીયા કે, જીવને દયા કરી રે લોલ; નિશ્ચે વચન કહ્યાં પ્રમાણ કે, ત્રણ વાર ફરી ફરી રે લાલ. ૭ પછી વિચારયુ દીન દયાળ કે, ત્યાંહાં હરસાણી સહીરે લોલ; પૂછવા લાગ્યા દીન દયાળ કે; કહો કહ્યુ કાંહાં સુનારે લાલ. ૮ ત્યારે શિશ નમાવ્યું નાથ કે, હું સમજ્યો નહીરે લાલ; કૃપાનાથે કૃપા કરી કહ્યુ કે, સાંભળ દ્રઢ કરી રે લાલ. ૯ ભકત જન ઉપર દયા ઘણેરી કે, હરસાનીએ લ- હ્યુરે લાલ; ભકતને આપ્યાં દાન અનેક કે, મન આનંદ ઘણોરે લાલ. ૧૦ વાહાલે ઓધાર્યાં જીવ અનેકકે, જુગ વી સ્તારેનારે લાલ; પ્રથમ હરી હળધરે પ્રગટયા કે, રચના રી કહુરે લાલ. ૧૧ માયાવાદ ટાળ્યો ભાર કે, પ્રભૂ સમર્થ સ- હીરે લાલ; ત્યાંથી આગળ ચાલ્યો વીસ્તાર કે, જ્ઞાન મધે રત્ન મણીરે લાલ. ૧૨ વરજને જાણ એ વિશ્રામ કે, શ્રી ગોકુળનાથ ધણીરે લાલ; જેણે જીત્યા ખળ પાખંડ કે, શાહા જાંહાંગીર સહીરે લાલ. ૧૩ આપી ગજ મુકતાની મા- ળા કે, પ્રભુ રાખે નહીરે લાલ; લઇને સોંપી શ્રી જમુનાં મ ધ્ય કે, જમુનાંએ હાથે ગ્રહીરે લાલ. ૧૪ ત્યારે કહી જાં-

હાંગીરને વાત કે, શાહા માની મહીરે લાલ; માળા દેજો હમારી નાથ કે, બદલે ફરી કરરે લાલ. ૧૫ શાહાને લઈ બેઠા પ્રભુ નાવ કે, રૂપ જુમનાએ ધરયુરે લાલ; માળા આપી તતક્ષણ હાથ કે, શાહા રીઝયો ઘણુંરે લાલ. ૧૬ એ સુખ નીરખી શ્રી વલ્લભદાસ કે, મન આનંદ ઘણોરે લાલ; હું બલીહારી તૈલંગ કુળ દીપક કે, શ્રી લક્ષમણ તાતનેરેલાલ

## ધોળ ૫૯

હું બલીહારી તૈલંગ કુળ દીપક કે, શ્રી લક્ષમણ તાતનેરે લાલ; એ કુળ પ્રગટયા શ્રી વલ્લભનાથ કે, જગત હિત કારણેરે લાલ. ૧ એમના બેઉ સુત પર્મ કૃપાળ કે, ચતુર શીરોમણીરે લાલ: શ્રી ગોપીનાથ શ્રી વિઠલનાથને કે, હમ શીર એ ધણીરે લાલ. ૨ તે શ્રી વિઠલનાથને સાત કે, કુંવર પ્રગટયા મહીરે લાલ; જાંણીએ પોતે સાત સ્વરૂપ કે, ધરીને પ્રગટયા મહીરે લાલ. ૩ શ્રી ગીરધારીજી પરમ સુશીળ કે, સુભટ અતી શોભીતારે લાલ; શ્રી ગોવીંદરાય તણો મુખ્યચંદ્ર કે, ભકતજન લોભતારે લાલ. ૪ શ્રી બાળકૃષ્ણજીનાં અતીશયનીજ કે. ચરણ ચિત લાવીએરે લાલ; શ્રી ગોકુળનાથજીના ચરણની રેણકે, જગતમાં કાહાવીએરે લાલ. ૫ ચતુર શીરોમણી શ્રી રઘુનાથ કે, તેહેના ગુણ ગાઈએરે લાલ; શ્રી જદુપતી નાથના ચરણ સરોજ કે, તેણે દુર્લભ ધારીએરે લાલ. ૬ સામર્થ વેદ તણો નહી કે, ગુણ ઘનસ્યામનારે લાલ; રાખો ચરણ કમળની છાંય કે, એકે કામનારે લાલ. ૭ સાત સ્વરૂપ તણો નિજવંશ કે, જગતમાં બીરાજજોરે લાલ. સકળ સ્વરૂપના ચરણની રેણુ કે, અમ શીર ગાજજોરે લાલ. ૮ એ શ્રી વલ્લભનો

નિજવંશ કે, જગત હિત કારણેરે લાલ; શ્રી વરજભુખણ જોઈ મુખચંદ્ર કે, જાય વારણેરે લાલ. ૯ હું બલીહારી તૈલંગ કુળદીપક.

## ધોળ ૬૦.

શ્રી વલ્લભ સુત વાહાલા લાગો, કે તેથી ભય સઘળો ભાગો; સુક્રીત સેજે શુ જાગો, શ્રી વલ્લભ. ૧ પ્રગટ્ય શ્રી પુરૂષોત્તમ પોતે, દ્વિજ સુંદીર વર મનસું તે; દઈવી પ્રગટ થયા જો તે, શ્રી વલ્લભ. ૨. સાત કુંવર કહીએ તેવા, સ્વરૂપની સોંપી સેવા; જીવને દાન ઘણાં દેવા. શ્રી વલ્લભ ૩ સેવક જન પુષ્ટીમાં પાળ્યા, અળગા અથડાતા ટાળ્યા; સમર્પણ સુખ વાટે વાળ્યા, શ્રી વલ્લભ. ૪ ચોરાશી ચરણે કીધા, અષ્ટથાપી આધા લીધા; ભગવદ રસ ભાવે કીધા, શ્રી વલ્લભ. ૫ જે જન હરીચર્ણે રેહેશે, નિર્મળ જુમનાંજી નાહાશે; અખંડ વરજવાશી થાશે, શ્રી વલ્લભ. ૬ શેવક જન હરી દાસ કહીએ, ધ્યાન સદા એમનું ધરીએ; આપણ શ્રી ગોપીનાથજીને ગમીએ, શ્રી વલ્લભ સુત વાહાલા લાગો ૭.

## ધોળ ૬૧.

આનંદ સાગરે ઉલટયો સખી આજ માહારૂ મન મોહ્યુંરે, અંગો અંગે ફુલ્યાં અતી ઘણાં; સખી કહ્યાં તે કોનાં નવ જાયરે. ટેક. ભલે પ્રગટ્યારે, ભલે પ્રગટયારે શ્રી ગોકુળનાથ, શ્રી વિઠલનાથ દો હેલી હરીને વધામણાં ૧ બાવન ચંદન બહુ વળી, વચ્ચે ચોક નવલી જાતરે; પાછળ ફરતાં ફુલડાં; વચ્ચે વેલડાંની જાતરે; સિંહાસનરે, સિંહાસનરે, મેહેલો ઢળકતા હાથ, લટકતા હાથ; દો હેલી હરીને

વધાંમણાં. ૨ બહુ રતન મુખ હીરે જડચાં, મોતીડે પૂરી થાળ રે, કુમ કુમ ભરચાંરે કચોલડાં; મહી પૂસ્પ કેરી માળરે, સો વાશણરે, સોવાશણરે, ગાય મંગળ ચાર; ગીત રશાળ, દો હેલી હરીને વધામણાં. ૩ ઓછવ ઉપનો અતી ઘણો, સખી આંગણીએ નવરંગરે; વાજીત્ર વાગે અવનવાં, સખી ઢોલ ભેર મ્રદંગરે. આજ મન ઉપન્યોરે, મન ઉપન્યોરે સખી અતી આનંદ; દો હેલી હરીને વધાંમણાં. ૪ પ્રિત્યે પ્રભુજી નિરખ્યા, શ્રી ગોકુળપતી માહારાજરે; હરીદાસ કહે માહારા મન તણા, પોહોતા મનોરથ આજરે. હવે સરીઆંરે, હવે સરીઆંરે શેવકનાં કાજ; વૈશ્નવનાં કાજ, દો હેલી હરીને વધાંમણાં. ૫ આણંદ સાગર ઉલટચો સખી આજ માહાર મન મોહ્યુંરે.

## ધોળ ૬૨

શ્રી ગોકુળ ગામને આંદરે સાહેલીરે, આ શા ઝાકમઝોળ ગોંસાઈજી ગોકુળમાં પધારીઆ સાહેલીરે. ૧ મંડપ છાયો મોગરે સાહેલીરે, તોરણના છે મોર ગોંસાઈજી. ૨ ચોક ચિત્રામણ અતી ઘણાં સાહેલીરે, ઘેર ઘેર કદળીના સ્થંભ, ગોંસાંઈજી. ૩ ઘેર ઘેર મંદીર ઉઘડચાં સાહેલીરે. ઘેર ઘેર ઓછવ થાય. ગોસાંઈજી. ૪ રંગાલી ગલી રળીઆમણી સાહેલીરે, ભકતની ભીડ અપાર. ગોંસાઈજી. ૫ ગુજરાતા આવે મલપતા સાહેલીરે, વૈશ્નવ સોરઠ-દેશ. ગોંસાઈજી. ૬ માધવદાસના સ્વામી મળ્યા સાહેલીરે, સરીઆં શેવકનાં કાજ ગોંસાઈજી ગોકુળમાં પધારીઆ સાહેલીરે. ૭

## ધોળ ૬૩

સુરજ ઉગી ઉદય થયો, સરવે સંસારીને મોહ રહ્યો ભા

લા લેહેરી તું રંગીલા. ૧ માને કુંડળ મકરાં મોતી, હુંતો શ્રી દ્વારકાંનાથજીનાં મુખ જોતી. લાલા. ૨ શેરીવાળી ફુલ-ડાં વેરૂ, આવતાં જાતાં હું તમને ઘેરૂં. લાલ. ૩ માહારે ઘેર આવજો દાહાડી દાહાડી. માહારે ઘેર ફુલ ચંપાની છે વાડી. લાલા. ૪ મહારે ઘેર અટકે મટકે, લવીંગ સોપારી બાંધું દા પટકે. લાલા. ૫ માહારે ઘેર આવો હરી રમઝ-મતા; તમે માહારી સાસુ નણંદને બહુ ગમતા. લાલા. ૬ ઓરા આવો ચોટી ઓળું, પલંગે પોઢો તો પ્રભુજીને વા ઢોળું. લાલા. ૭ માહારે ઘેર આવો હરી મથી, દુધ સાકરી આં પાઉ રસે રમી. લાલા. ૮ લાડકડા આવો તો રમાડું, ઘરમાં પધારો તો જમાડું. લાલા. ૯ મેહેતો તમ સાથે પ્રીતિ બાંધી, છોડાવી નવ છુટે હીરની ગાંઠી. લાલા. ૧૦ દાસ વ્રલભ કહે ચરણે લાગે, તેથી માહારા જન્મ જન્મનાં ભય ભાગે. લાલા લેહેરી તું રંગીલા. ૧૧

## ધોળ ૬૪.

મોહન મલપતા ઘેર આવોરે, માહારે ઘેર પૂરૂષોતમ પ-ધારચારે, મેતો લઇને મોતીડે વધાવ્યારે. ૧ વાહાલે મા-હારે કરૂણાની દ્રષ્ટિ જોયુંરે, બાઇ માહારે એ વરશું મન મોહ્યુંરે. ૨ પડ્યું માહારે નંદના કુંવર સાથે પાનુંરે, હવે હુંતો કયમ કરી રાખીશ છાનુંરે. ૩ દુરીજનને કેહેવું હોય તે કેહેજોરે, વાહાલા માહારા રૂદીયા કમળ વચ્ચે રેહેજોરે. ૪ ધન્ય ધન્ય ગોકુળના ગીરધારીરે, વાહાલાને જોવા મ-ળી વરજ નારીરે. ૫ હારે હુંતો વલભ કુળની દાસીરે. હારે વાહાલા કૃપા કરો વરજવાસીરે, ૬ વાહાલે માહારે વરજ માં તે આવ્યો વાસરે, હારે બલીહારી તે માધવદાસરે. મોહન મલપતા ઘેર આવોરે. ૭

## ધોળ ૬૫

ગંગા બેટીએ ઝઘડો માંડીઓ ગીરધારીનાં લખ્યાંરે
પ્રમાણ, વારી જાઉ શ્રીનાથજી. ૧ બાદશાહે તે પ્રમાણો
મોકલ્યો છોડો છોડો શ્રી ગોકુળ ગામ, વારી જાઉ. ૨
છોડો છોડો શ્રી મંદીર માળીઆં, છોડો છોડો ને બર-
શાના ગામ. વારીજાઉ. ૩ વ્રજ વાશીએ મનમાં વીચારી
આં, એમના સામા બાંધોને હથીઆર, વારીજાઉ, ૪ શ્રી
નાથજીએ આગ્નાઓ નવ કરી, નોય નોય એ દેવતાનો
ધરમ, વારીજાઉ. ૫ ત્યાંહાં થકી શ્રી નાથજી પધારીઆ,
આવી પધારેચા દસ વીસ કોસ. વારીજાઉ. ૬ નવખંડ તે
પ્રથ્વી આપણી, ચોદીશા ચોખાજીનાં રાજ્ય. વારીજાઉ. ૭
વાહાલે તળાવે તંબુ તાણીઆ, ચંપારણ વિશે ગાડી ચાર
વારીજાઉ. ૮ ત્યાંહાં થકી શ્રી નાથજી પધારીઆ, મધરાતે
મેવાડ દેશ. વારીજાઉ. ૯ રાજા પ્રજાને હુઈરે વધામણી,
આપણા શ્રી નાથજી પધારેચા નજીક, વારીજાઉ. ૧૦ રા-
જા પ્રજાએ મનમાં વિચારીઆં, આપણ શી શી કરીશું ભેટ
વારીજાઉ. ૧૧ એમને સોય ઘોડાને બસેં હાથીઆ, એ
મના રથને સંખનો નહી પાર. વારીજાઉ. ૧૨ વાહાલે ડું-
ગર કોરી મંદીર કરેચાં. પધારેચા શ્રી ગોવરધન નાથ. વા-
રીજાઉ. ૧૩ એમની ઊચી મેડાને મંદીર માળીઆં, ની-
પના નીપના પગથીઆળા ચોક. વારી જાઉ, ૧૪ નીપ-
ની નીપની તે ઓરડાને ઓરડી, નીપની નીપની રસો-
ઇઓનાં ઠામ. વારીજાઉ. ૧૫ કમળ ચોકમાં જુલે ઘમર
હાથીઆ, એમને ટોલડે ટકે છે મોર. વારીજાઉ, ૧૬ એમ
મધરા તે ગોવરધન ભગ્યા, બન્યા સજળ તે મહારાણીજી

નાં નીર. વારીજાઉ. ૧૭ જળનો તે ગોવીંદ કુંડ ભ-ર્યો, તેહેનાં મધુરાં ભરચારે ભરપૂર, વારી જાઉ. ૧૮ એક વડલો તે બનશીખટ ભયો કાંકરોલીં, તે બનસીખટના ચોક. વારીજાઉ. ૧૯ ત્યાંહાં તો સાકર કેરા કરા પડ્યા, ત્યાંહાં તો દુધડે વરસ્યા છે મેહ. વારીજાઉ, ૨૦ ગંગાબાઇએ તે વિનતી એમ કરી, મુને આપજો વરજમાં વાસ. ૨૧ વારી જાઉ શ્રી નાથજી, ગંગા બેટીએ ઝગડો માંડ્યો.

## ધોળ ૬૬

હરખે શ્રી વલ્લભ નંદને ગાવુંજી, શ્રી વીઠલ નાથને વારણે જાઉં, ૧ જેહેના તેહના મન તણો મહિમાપજી, સકળ અમંગળ અળગાં થાઅજી, ૨ જેણે તે પૂસ્ટીનું કીધું છે દાનજી. ટાળ્યું ટાળ્યું જીવ તણું અગ્નાનજી. ૩ કીધો કીધો માહા મોહોટો ઉપકારજી, દૈવીતે જીવનો કીધો વિસ્તારજી, ૪ મનડાની આશા પૂરણ કીધીજી, શિક્ષા તે સેવા કરવાની દીધીજી. ૫ મટચો મટચો અસુર તણો આવેશજી, કીધો કીધો ભકતી તણો ઉપદેશજી. ૬ જીવને બ્રહ્મ સબંધ કરવાજી, જે થકી પૂરશોતમ મન ભાવ્યાજી. ૭ વારંવાર અને આશ્રય જીવ જાતાજી, રાખો રાખો અસમરપિત વસ્તુ ખાતાજી. ૮ શ્રીમદ્દ ભાગવદ રૂપ પ્રકાશજી તે થકી તત્વ વેદનું ભાશજી. ૯ બાંધી બાંધી ભકત સિધુની સ્વેતજી, કીધુ કીધુ દૈવી જીવનું હેતજી. ૧૦ સાક્ષ તે લાલ કેરા જે તાતજી, શ્રી ગોપીનાથ તણા જે ભ્રાતજી. ૧૧ શ્રી અકાંમાજીના ગર્ભ તણો એજ તનજી, પધાર્યા ભકતોનું કરવા જતનજી, ૧૨ તેમની ભકતી તણે શીર સોહીએજી નિરખતાં નિજ જનનાં મન માહીએજી. ૧૩

શ્રીમદ્ વિઠલના જે દાસજી, તેમના તે પદ રજની આશ જી. ૧૪ વળી વળી એહજ વિનંતી કીજેજી. વરજ શુનકને અભેપદ દીજેજી. ૧૫ તેડાવું તે સહીયર સાથજી, નાચુ ગાઉ ને તાળી પાડું હાથજી. ૧૬ કોને કહું કહું ને નવ કેહેવાયજી, છાતીપર જન રશીક બળી જાયજી. ૧૭ હરખે શ્રીવલભ નંદને ગાવુંજી.

## ધોળ ૬૭

સખી આજનો લાહાવો લીજીએરે કાલ કોણે દીઠી છે ટેક. ફુલની ગાદી ને ફુલના તકીયા, ફુલનાં બીછાના બીછાવીએરે, કાલ કોણે દીઠી છે, ૧ સોનાનાં સોગટાં ને રેશમી ચોપટ; હીરલાના પાસા ઢળાવીએરે, કાલ કોણે દીઠી છે. ૨ સોનાનું પારણું ને રેશમી દોરી, હરખે શ્રીનાથજી ઝુલાવીએ, કાલ કોણે દીઠી છે, ૩ વાણીના મેહુલાને આનંદની હેલી, સુખને શરવડે ભીજાઈએરે, કાલ કોણે દીઠી છે. ૪ વલભના સ્વામી પ્રભૂ રસીક સીરોમણી, વળી વળી મુખડાં નિહાળીએરે, કાલ કોણે દીઠી છે, ૫ સખી આજનો લાહાવો લીજીએરે કાલ કોણે દીઠી છે.

## ધોળ૬૮.

આજ આનંદ નંદજીને દ્વારરે. વરજમાં થઈ છે લીલા લેહેરરે. ૧ ગોપી અતીરે ઉલટભરી આવેરે, થાળ મોતીનો ભરી લાવેરે. ૨ વાહાલાને વિવેકે વધાવેરે, વાહાલા ત્રીભોવનનાથ કહેવાયરે. ૩ વાહાલો હસ્તનાં ધાવણ ધાવેરે. વાહાલો ગોપીઓને લાડ લડાવેરે. ૪ એવાં હેત ગોપીપર કીધાંરે, દધી માંખણ ચોરીને પીધાંરે. ... વાહાલા મથુરામાં શું મીઠું રે, એવું કુબજામાં શું દી ... ૬ વાહાલો

કુમજાની સંગે મોહ્યારે, વાહાલો ગોપીયોની સાથે સોહ્યારે. ૭ ગોકુળ આવોને વરજના વાહાલારે, તમે નંદ જસોદાના લાલારે. ૮ ગોકુળ આવોને વરજના વાશીરે, તમે પ્રાણ મેલ્યા છે માશીરે. ૯ ગોકુળ આવોને ગીરીવર ધારીરે, તમારી વાટ જુવે વરજનારીરે. ૧૦ વાહાલા જુમનાંજીને ઘાટરે, તમે વસ્ત્ર હરેચાં શા માટરે. ૧૧ વાહાલે ગીરી ગોવરધન ધારેયોરે, એનો મદ ઇંદ્રનો ઉતારયોરે, ૧૨ વાહાલા વરંદાવનની વાટરે, તમે મહી લુટચાં શા માટરે. ૧૩ વાહાલા જુમનાજીને તીરેરે, વાહાલે મોરલી વગાડી ધીરેરે. ૧૪ ધન્ય ધન્ય જુમનાજીનો આરોરે, માહારો સફળ કરેયો જન્મારોરે. ૧૫ વરંદાવન રમીયા રાસરે, પુરી સર્વ ગોપીની આશરે. ૧૬ બલીહારી જાય માધવદાસરે, માગે ચર્ણકમળની આશરે. ૧૭ આજ આનંદ નંદજીને દ્વારેરે.

## ધોળ ૬૯

ધન્ય ધન્ય શ્રી ગોકુળ ગામ અતી રળીયામણું, કોઇએ દીઠા શ્રી પુરૂષોત્તમલાલ જુમનાજીમાં ઝીલતા; વાહાલા બોલે મધુરા બોલ મુખમાંથી મોતી ગરે, વાહાલો આગે ચમકતી ચાલ કંકુનાં પગલાં પડે. ૨ ધન્ય ધન્ય શ્રી માહારાણી માની કુખ, જેહેની કુખે રત્ન જડચાં; હેવા કોઇના નથી શ્યામ સ્વરૂપ, થોડે થોડે કનકે ઘડચા. ૩ એમનાં મુખ પુનમ ચંદ્ર દેખી માહારાં મનડાં ઠરચાં; એમનાં અણીયાળાં લોચન, ગાલે રૂડાં ગળીઆં પડ્યાં. ૪ વાહાલે છુટા મેહેલ્યા કેશ, કેસરી તીલક બન્યાં; વાહાલે મોતી કેરા , પોતાને અંગે ધરેચા. ૫ માહારે રહેવું શ્રી ગોકુ ામ, સાસરીયું બોટું; બેહેના શું કરીએ

સંસાર, એ મેહેલનું માહાતુ ૬ બલીહારી જાય માધવદાસ, શ્રી વીઠલ વરને; રાખજો ચર્ણ કમળની પાસ, દયા કરી નીજ જનને, ધન્ય ધન્ય શ્રી ગોકુળ ગામ અતી રળીયામણું.

## ધોળ ૧૦

હાંરે વાહાલો એવી અમારે શ્રી નાથજી, હાંરે ભવતારણ હાર એવી અમારે શ્રી નાથજી. ૧ જોગ જપ વૃત કો કરેજી, હાંરે તપ તીરથ અપાર, એવી અમારે શ્રી નાથજી. ૨ સોસ સબ ગયા એ ગયાજી, હાંરે મન માને મોરાર, એવી અમારે શ્રી નાથજી. ૩ ઓડી અક્ષર સુરદાસ કહે, હાંરે ભવ શરણુ સાર, એવી અમારે શ્રી નાથજી. ૪

## ધોળ ૧૧

કાંકરોલી રાજ સાગર તીર રે, વસે હમારો વ્રજમારે લાલ. ૧ દરશન દેછે દીનદયાળ કે; શ્રી દ્વારકાં નાથજીરે લાલ. ૨ સાથે વરજવાગીની ભીડ કે, મંદીર સોહામણુંરે લાલ. ૩ શેવા કરે શ્રી ગોકુળનાથ કે, સંસારને તારવારે લાલ. ૪ વાહાલો માહારો પ્રગટ્યારે નાથ કે, પ્રભુની કરે આરતીરે લાલ ૫ આઠે દરશન દેછે નાથ કે, શેવકને કારણેરે લાલ. ૬ સનમુખ રેહે છે શ્રી ગોકુળનાથ કે શ્રી દ્વારકાંધિશનેરે લાલ. ૭ જળ હળ તેજ તણો અંબાર કે જોતાં સુખ પામીએરે લાલ ૮ બહુ રૂપ તણી અતી પ્રિત કે, સારસ થાકીએરે લાલ. ૯ ક્ષણું ક્ષણું ધરીઆ નવલા રંગ કે, બાનક બહુ નેરે લલ. ૧૦ ધન્ય ધન્ય ભરતખંડ કે, ભાગ્ય ભૂમી તણુંરે લાલ. ૧૧ માયાવાદી કીધા

ત્યાન કે, ભારે ઉતારીએરે લાલ. ૧૨ સુરનર બોલે જય જય કાર કે, દુંદભી ગડગડેરે લાલ. ૧૩ ધન્ય ધન્ય નરનારીનો દેહ કે, જેણે પ્રભુને ઓળખ્યારે લાલ. ૧૪ એવા પ્રભુજી નિરખો નિત્ય કે, બીજો કોઈ નથીરે લાલ ૧૫ દાસ મનોહર નાચે ગાય કે, નિરંતર થઈરે લાલ. ૧૬ કાંકરોલી રાજ સાગર તીર કે.

## ધોળ ૧૨

નાહાના સરખા શ્રીનાથજી, નાહાના નાહાનારે હાથ; નાહાની લખુટીઓરે કર ગ્રહી, સુંદીર દીસો છો પ્રાણનાથ, નાહાના૦ ૧ નાહાના સરખા ગોવાળીયા, નાહાની સરખીરે ગાયઃ સાથે સીંગડા શોભીતા, ગઉ વેન ચારવારે જાય. નાહાના૦ ૨ નાહાની બનસીઓ કર ગ્રહી, હરીઆં ગોપીનાં મન; રૂડો નંદજીનો લાડીલો, રૂડો વંદ્રાવન. નાહાના૦ ૩ નાહાની સરખીરે મોજડી, નાહાના સરખા છે પાય; પાએ રણઝણ ઘુઘરી, આગુઠ વીંછુડા સાર. નાહાંના૦ ૪ પ્રભુજીનાં મુખ પર મોરલી, વાઈ વેણુ રસાળ; શબ્દે મોહીરે ગોપીકા, રોતાં મેહેલ્યાંછે બાળ. નાહાના૦ ૫ કાળંદ્રીને કાંઠે, ઊભા વગાડો છો વેણુ; જવાદોને જાદવા, કે વરજમાં થાશે પોકાર. નાહાના૦ ૬ આંગળી સાહી ન હરી તાણશો, પ્રભુ ગાહાર ધ્રુજેછે અંગ; સઘળી ગોપીકા આવશે, તમને પેરશે માહારાજ. નાહાના૦ ૭ કે બનસીબટના ચોકમાં, ઉભલા વજાડો છો વેણરે; માધવદાસની વિનંતી, આપો વરજમાં વાસ. નાહાના સરખા શ્રી નાથજી.

## ધોળ ૧૩

મીઠડા બોલા શ્રીનાથજી. મળીઆ મારગ માંહે; સહુ સુખ આપોરે ઘેજમાં. ટેક ।। મનડુ માહારૂરે મોહી રહ્યું પુર્વ જન્મનીરે પ્રીત; શોભા શી કહું સ્યામની. નિત્ય નિત્ય નવલીરે રીતે. મીઠડા૦ ૧ વાંકો પાઘ વરણાગીઆ, વાંકી આલે છે આલ; વાંકાં નયણાં સોહામણાં, કે વાંકી વેણ રસાળ. મીઠડા૦ ૨ નઈણા તમારાં શ્રીનાથજી, કયમ કરી કરૂરે વખાણ; શુકન રહીરે શણગારની, માનુની મુકેછે માન. મીઠડા૦ ૩ શ્રી જુમનાંજીમાંરે ઝીલતાં, ત્રુટયો નવસરહાર; મોતી સઘળાં વહી ગયાં, હીરલો લાધો છે હાથ. મીઠડા૦ ૪ કે મનડુ મારૂરે મોહી રહ્યુ, દેખી છબીલાની આશ; ધન ગોવીંદ પ્રભુ ઓહી મળ્યા, પામ્યા માહોટો ઉલાશ. મીઠડા બોલા શ્રીનાથજી.

---

## ધોળ ૧૪.

માહારે મંદીર પધારો શ્રીનાથજી, હુંતો જોઉરે તમારી વાટ માહારે મંદીર પધારો શ્રી નાથજી. ૧ હુંતો શેરી વળાવી મન કરૂ, હુંતો ફુલડાં વેરાવુ સારી વાટ. માહારે૦ ૨ હુંતો ચીરના ચંદરવા બંધાવતી, હુંતો પથરાવું લીલા પીળા પાટ. માહારે૦ ૩ હુંતો શણગાર કરાવું હરીના ભાવતા. હુંતો દરપણ દેખાડુ માહારા નાથ. માહારે૦ ૪ હુંતો મીઠડા મેવા મંગાવતી, આરોગોને વઈકુંઠનાથ. માહારે૦ ૫ હુંતો શીરો કરાવું સ્નેહ તણો, જીવણ આરોગો તમારે હાથ, માહારે૦ ૬ હુંતો જુમના જળ ઝારી ભરાવતી, આચમન કરો શ્રી વૈકુંઠનાથ. માહારે૦ ૭ બાસઠ પાનનાં બીડલાં બંધાવતી, મુખવાસ કરોને વૈકુંઠનાથ માહારે૦ ૮

હું તો સોનાનાં શોગટડાં મંગાવતી, રમત રમજો સારી રાત. માહારે૦ ૯ હું તો સજ્યા પથરાવું સ્નેહતણી, પોઢણ કરો શ્રી ગોકુળનાથ. માહારે૦ ૧૦ હું તો ફુલના પંખા ભરાવતી, વીંજણ કરૂંરે સારી રાત. માહારે૦ ૧૧ હું તો ફુલની જાળી ભરાવતી, માંહે બીરાજે શ્રી ગોકુળનાથ. માહારે૦ ૧૨ હું તો થાળ ભરૂં સમ મોતીએ, વધાવું શ્રી વલ્લભકુળ પરીવાર; માહારે મંદીર પધારો શ્રી નાથજી ૧૩

## ધોળ ૭૫

પ્રથમ સમરૂં શ્રી વલ્લભનો પરીવારરે વાલાજી, વાહાલા તેજ થકી ઉતરવું માહારે પાર માહારા વાહાલાજી. ૧ શ્રી વલ્લભ શ્રી ગોપીનાથ શ્રી વીઠલ કહીએરે વાહાલાજી, વાહાલા ભક્તિ માર્ગ સ્થીર સ્થાપો શર્ણ રહીએરે માહારા વાલાજી. ૨ પ્રથમ વરણવું શ્રી ગોવરધન ગીરધારી વાલાજી, વાહાલા તમ દીઠે સુખ થાય ઉરમાં ભારી માહારા વાલાજી. ૩ બીજે શ્રી નવનિધ પ્રીયાજીને ગાવુંરે વાલાજી, વાહાલાને હરખી નિરખી હરખ હૈયામાં પાવું માહારા વાહાલાજી. ૪ ત્રીજે શ્રી મથુરાં નાથ છબીલા બીરાજેરે વાલાજી, વાહાલે કરયા મનોરથ પૂરણ અમ શીર છાજે માહારા વાલાજી. ૫ ચોથે શ્રી વીઠલેશરાય જોઇ જોઇ હરખુંરે વાલાજી, વાહાલા જુગલ સ્વરૂપ બીરાજે સરખા સરખું માહારા વાલાજી. ૬ પાંચમે શ્રી દ્વારકાંનાથ કરે રાજ્યધાનીરે વાલાજી, વાહાલે શંખ ચક્ર ગદા પદમ ધરયાં મનમાની માહારા વાલાજી. ૭ છઠે શ્રી ગોકુળનાથ ધરયો ગીરીરાજરે વાલાજી, વાહાલે ઇંદ્રતણો મદ ભાડયો સરીયાં કાજ માહારા વાલાજી. ૮ સાતમે શ્રી ગોકુળ ચંદ્રમાંથેણું ધારીરે વાલાજી, વાહાલે

કીધા છે રાસ વિલાસ તેડયાં વરજનારી માહારા વાહાલાજી. ૯ આઠમે શ્રી મદન મોહનજી ગઉ રતન સોહીયેરે વાહાલાજી, વાહાલા જુગલ સ્વામની સંગ વરજ સહુ મોહ્યું માહારા વાહાલાજી ૧૦ નોમે શ્રી ગીરધરજી છે ગુણના ભંડારરે વાહાલાજી, એહને શરણ રહીએ તો ઉતરીએ પાર માહારા વાહાલાજી. ૧૧ દશમે શ્રી ગોવીંદરાય રશાલાને નિરખુંરે વાહાલાજી, જેણે સ્થાપ્યા શ્રીં વિઠલેશરાય હઈયામાં હરખુ માહારા વાહાલાજી. ૧૨ એકાદશી મેં તો બાળકૃષ્ણજીને દીઠારે વાહાલાજી, વાહાલાનાં દરશન કરતાં લાગે મનમાં મીઠાં માહારા વાહાલાજી. ૧૩ દ્વાદશી શ્રી ગોકુળનાથ સેવ્યા ગીરધારીરે વાહાલાજી, જેહને રાખ્યો માળાનો ધરમ અંદરે વારી માહારા વાહાલાજી. ૧૪ ત્રયોદશી શ્રી રઘુનાથજીના ગાવુંરે વાહાલાજી, શ્રી જાંનકીજીવન-નાથ ચરણ રજ પાઉં માહારા વાહાલાજી. ૧૫ ચતુરદશી શ્રી જદુનાથજીની સેવા જાણીરે વાહાલાજી, એમને નમે છે મોહોટા ભુપ રાયને રાણી માહારા વાહાલાજી. ૧૬ પૂનમ પુરણચંદ શ્રીઘનશ્યામરે વાહાલાજી, વાહાલાના દરશન કરતાં પોહોચ્યા મનના કોડ માહારા વાહાલાજી. ૧૭ પંદર તથો પૂરણ થઈ એમ જાણીરે વાહાલાજી, વાહાલા રાખો ચરણના પાસ દાસ વંખાણી માહારા વાહાલાજી, ૧૮ શ્રી વલ્લભ કુળની કૃપા થકી હું ગાવુંરે વાહાલાજી, વાહાલા સાત સ્વરૂપની ચરણ કમળ રજ પાઉં માહારા વાહાલાજી. ૧૯ પ્રથમ રામરૂ શ્રી વલભનો પરીવારરે વાહાલાજી.

## ધોળ ૭૩.

ધન્ય શ્રી જમુનાં શ્રી ગોકુળ નીકટ બીરાજે નિત્ય ન

વલે રંગે, ગઠ તો રંગ તણા આભ્રણ સુંદાર સોહીએ
શ્રી મળીયા હતા વારે. ટેક. અલૌકીક ડોગર રાજે, ત્યાં
હાં વઈશ્નવ જન ઘેરે ગાજે, ત્યાંહાં મંદીર શોભા સુખ છા
જે. ધન્ય૦ ૧ ત્યાંહાં નિત્ય ક્રીડા નંદલાલ કરે, વરજ જુ
વતીનાં જુથ હરે, ત્યાંહાં રમણ રેતી તન તાપ હરે. ધન્ય
૨ ત્યાંહાં કુશુમ દ્રૂમ બને બેલી સોહીએ; જેને દીઠડે
ત્રીભૂવન મન મોહીએ, ત્યાંહાં અખંડ આનંદ નિત્ય પ્ર-
તિ હોએ. ધન્ય૦ ૩ ત્યાંહાં કમળ કમળ રંગ રસ ભરી-
આં, પ્રીતમ ઉપર અંતર પર વરીયાં; આવે મધુકર અંત
કારજ સરીયાં. ધન્ય૦ ૪ ત્યાંહાં ગોવરધન ગીરી સંગ
ડોલે, ત્યાંહાં વરજવાસી મુખ યશ બોલે; નહી તપ તીરથ
વરત તે તુલ્યે, ધન્ય૦ ૫ ત્યાંહાં વિશ્રામ ઘાટ મધુપુરી
જાતાં, ત્યાંહાં બેઠક વલભ સુખ દાતા; બીજા ઘાટ અનેક
મુનીવર દાતા. ધન્ય૦ ૬ ત્યાંહાં ઉતરી શ્રી વસુદેવ આ-
વ્યા, કોયલા ઘાટ શ્રી વલભ મન ભાવ્યા; એવા જસોદા
ઘાટ લખી લાવ્યા ધન્ય૦ ૭ ત્યાંહાં બ્રહ્માંડ ઘાટ મ્રતીકા
મીઠી, છડી દરશન વસંત સમે દીઠી; ત્યાંહાં ગોપ કુપ અ
ધર રસ છુટી, ધન્ય૦ ૮ ત્યાંહાં ગોકુળ માહા વન ગીર
ધારી, ત્યાંહાં જમલા અરજન સુખકારી; બાળે પૂતના પ્રા
ગટ સંહારી, ધન્ય૦ ૯ ત્યાંહાં ગોકુળ શ્રી માહા પ્રભુ રા-
જે, બ્રહ્મ છોકર નિત્ય ગુણ ગાજે; શ્રી ઠકરાણી ઘાટ જો
ઇ ભવના ભય ભાજે, ધન્ય૦ ૧૦ ત્યાંહાં જમના ઘાટે
નાહાતાં; અષ્ટ શાખા બ્રહ્મ ઘાટ નિત્ય ગુણ ગાતાં; તાંહાં
રાવળ રજ નિત્ય પ્રિત જાતાં, ધન્ય૦ ૧૧ ત્યાંહાં દાસ
ગોવરધન ગુણ ગાઈએ, કરો કરો કૃપા તો વરજવાશી થ

ધુએ; મન ક્રમ વચને આનંદી થઇએ, ધન્ય શ્રી જુમ
નાં શ્રી ગોકુળ નીકટ બીરાજે નિત્ય નવલે રંગે. ૧૨

---

## ધોળ ૧૭

• વરજ જન વલભરે, શ્રી જસોદા જીવણ જોઇએ એ
સુખ દુર્લભરે, શ્રી વલભ કૃપાથી લઇએ. ૧ પ્રગટ બીરા
જેરે, શ્રી ગોવરધન ધરે પોતે; ગુણ ગુણ ગાજેરે, નિત્ય
પ્રતી અખંડ અધાતે. ૨ મુગટ મનોહરરે, મક્રાક્રતની જો
તે; સાંભળ સહીયરરે, નાશા લટકે ગજ મોતી. ૩ મુખ
છબી ઉપરરે, કેશ કુટીલ છબી છાજે; આંખ અણીયાળીરે
કોટ કમળ લીલાજે. ૪ ચીબુક બીરાજેરે, તેજ તણાં ચિ-
ત હરીઆં; અપાર અનોપમરે, અરૂણ અમી રસ ભરીયા.
૫ નખ શીખ શોભેરે, શેષજી પાર ન પામે; નિજ જન
નિરખેરે. વરેહ તણાં દુઃખ વામે. ૬ અંગે આભ્રણરે, વી
વીધ બસન હરી ધરીયા; એ છબી જોઇનેરે, નિજ જન
નાં મન ઠરીયાં. ૭ નવ ઘન નાગરરે. કળીયુગ પ્રગટ બી-
રાજે; શોભા સાગરરે, લોક તણા ગુણ ગાજે. ૮ દુરલભ
સુર્લભરે, શ્રી વલભ એ સુખ આપો; કોટી જનમનાંરે, ભ
વ બંધન વાહાલા કાપો. ૯ નાથ બીરાજેરે, જુગળ ભા-
ગ્યે આવ્યા એ છબી છાજેરે, ભક્ત પ્રેમ મન ભાવ્યા. ૧૦
જેણે નવ દીઠારે, શ્રી નાથ ગોવરધનધારી; ભવોભવ ગાં
ઠયારે, અવસર બેઠા હારી. ૧૧ આસુરી અગણાંરે, તે નવી
એ રસ માણે; મુઢ મની વાહાલરે, ભવ જળ તે શું જા-
ણે. ૧૨ શ્રી ક્રમ કૃપાનીધીરે, શ્રી વલભ નીકટ બીરાજે;
કળીમાં કારણરે, સ્મરણથી અઘ ભાજે. ૧૩ જેને નવ જા

શ્યારે, શ્રી નટવરે નંદના નંદન; કોઈ નવ માન્યારે, પડીઆ ભવ દુઃખ ફંદન ૧૪ ધીક ધીક કેહેછેરે, દો મુનીજન તે ને; અવસર ખોયોરે, કુખ બગાડી કેહેને. ૧૫ જેણે નવ નિરખ્યારે, શ્રી જુમનાંજી માહારાણી; મન નહી વળીયુંરે, પાપી જન તે પ્રાણી. ૧૬ વરજ રેન લોટોરે, હરખ તે હોયે ભરીયા; સુરીજન શાક્ષીરે, તે ભવજળથી તરીઆ. ૧૭ હીત તી ચિત હુલસેરે, હરી શેવા સુખકારી; એ સરેવ વીલાસેરે, બડભાગી નર નારી. ૧૮ શરણે રાખેરે, શ્રી વલ્લભ વરજ રેજ દીજે; કાંઈ નવ જાણુંરે, દાસ ગોવરધન કીજે વરજ જન વલભરે, શ્ર જસોદા જીવણ જોયા. ૧૯

## ધોળ ૭૮.

સુંદીર ગોકુળ ગામરે બીહારી સ્યામ, બ્રહ્મ સબંધનું ઠામરે બીહારી સ્યામ. ૧ દઈવીજીને કાજરે બીહારી સ્યામ, પ્રગટ્યા શ્રી વલ્લભ રાયરે બીહારી સ્યામ. ૨ પોતાના જે જનરે બીહારી સ્યામ, વિચારે થયા છે બહુ દીનરે બીહારી સ્યામ. ૩ પુરશોતમ કરૂણા કરી બીહારી સ્યામ, શ્રી વલભજીએ દેહ ધરી બીહારી સ્યામ. ૪ ઊંચ નીચને શરણે લીધા બીહારી સ્યામ, દોશ કોશ નીવારીઆ બીહારી સ્યામ. ૫ સમરપણ આપ્યા સાસરે બીહારી સ્યામ, શેવાનો કીધો છે અધિકારરે બીહારી સ્યામ. ૬ દયા કરો દીનાનાથરે બીહારી સ્યામ, શેવા ગીરધારીજીને હાથરે બીહારી સ્યામ. ૭ રાખો ચરણની છાંયરે બીહારી સ્યામ, શોભા જોઈ હરીદાસરે બીહારી સ્યામ, દેજો ને વરજમાં વાસરે બીહારી સ્યામ. ૮ સુંદીર ગોકુળ ગામરે બીહારી સ્યામ.

---

## ધોળ ૭૯

શ્રી મદન મોહનલાલ, તમશું લેહે લાગી; માહારે તમ ઉપર ઘણું વાહાલ, મે ભવની ભાગી. ૧ છું ચર્ણકમળની દાસ. ચિત ચરણે રાખો; મને આપજો વરજમાં વાસ, મુખ સંપન દાખો. ૨ માહારા પ્રાણ તણા આધાર, અળગા રહેશો નહી; હરી છો હઈયાના હાર કોઇને કહેશો નહી. ૩ માહારા કુટંબ સહીત દરશન, તમારાં કીધાં; વાહાલા તમે મટાડયા તાપ, દર્શન બહુ દીધાં. ૪ માહરી વિનતી સાંભળો નાથ, તો તમને કહીએ, મને આપો વરજમાં વાસ, તો શરણે રહીએ. ૫ નાહીએ જળ જમુનનાં નીર, દરશન નીત્ય કરીએ; એમ કહે છે હરીદાસ, ભવો ભવ તરીએ. ૬ શ્રી મદન મોહનલાલ.

---

## ધોળ ૮૦.

શ્રી વલભ કુળના રશીયા વાહાલા, શ્રી ગોવરધન નાથરે; આવોને અલબેલા વાહાલા, કહું એક વાતરે. ૧ પ્રિતલડી કીધીરે વાહાલા., મેં તમારી સાથરે; પ્રિતલડીની સાથે મારા પ્રાણ બંધાણા નાથરે. ૨ વાહાલપણાની વાત વાહાલાની, કોને નવ કહેવાયેરે; તમને મળવા મનડું માહારૂ આકુળ વ્યાકુળ થાયરે, ૩ પ્રિતલડી પાસ માહારા, પ્રાણ બંધાણો; શામળીયા સુંદીર વર, મનડામાં આણોરે. ૪ તમ વિના વાહાલું બીજુ કાંઇએ નવ જાણુંરે; સંસારનો ભે કદી હું, હઈડે નવ આણુંરે; ગીરધારી ગુણવંતા આવો, ગોઠડી તો કીજેરે, હઈડું ઠરે જો વાહાલા, આલીઘન દીજેરે, ૬ દુભાણા ના રહીયે માહારા દીનબંધુ નાથરે;

શ્રી વલ્લભ પ્રભુએ તુલસી આપી, મળાવ્યો છે હાથરે. ૭ સાચો સબંધ કીધો માહારો, ચતુર સુજાણરે; છોડાવ્યો પણ છુટે માહારા, જીવણ પ્રાણરે. ૮ મોહનજીની માયાએ મુને, મારેચાં મોહના બાણરે. વરેહ તણી વેદનાથી હું તો ભુલી ગઈ સુધ ને સાનરે. ૯ વીસાર્યા નવ રહીએ માહારા, પ્રાણ આધારરે; હરજી મને હેત ઘણું છે, હઈડાના હારરે. ૧૦ અંતરે ના કીજે, માહારા અંતર જામીરે; ઉગ્ર તપને પુન્યે હું તો, સુંદીર વરને પામીરે. ૧૧ પ્રભુજી પાતળી આ વાહાલા, ઓછું ના કીજેરે, વરજ સખીની દાશીને તો, ગોળાવીને લીજેરે. ૧૨ શ્રી વલ્લભ કુળના રશીયા વાહા.

## ધોળ ૯૧

( પંચદ્ધિ રાગ ગરબી. )

ચાલી વંદ્રાવનને ચોક કે, ચાલી મહી વેચવારે લાલ. ૧ મારગ મળીઓ માહારો નાથ કે, મુજને આંતરીરે લાલ. ૨ માહારા ફોડચાં મહીનાં માટકે; ગોરસ માહારાં ઢોળીયાંરે લાલ. ૩ આવ્યાં નંદ તણે દરબાર કે, જઈ ઉભા રહ્યારે લાલ. ૪ માતાજી તમારો કાંહાન કે, અબળીત બહુ કરેરે લાલ. ૫ માતાજીને ચઢી રીસ કે, મંદીર થકી નીસરચારે લાલ. ૬ માતાજીએ લીધી હાથમાં સોટી કે, કાંહાનજીને શોધાવારે લાલ. ૭ માતાજીના હાથમાં દીઠી સોટી કે, ત્હાંતો કદમ ચઢચારે લાલ. ૮ ઉતરો ઉતરો માહારા નાથ કે, કહું એક વીનતીરે લાલ. ૯ સાંભળો સાંભળો માતાજી મારી વાત કે, આજની વીનતીરે લાલ. ૧૦ રૂડો બનસીબટનો ચોક કે, ત્યાં હું એકલીરે લાલ. ૧૧ એક ઠરી નેણની સાન કે, હુ તો ત્યાં ગયોરે લાલ.

૧૨ એકે મરડી માહારી પાંચી કે, અંગુઠી ઉતરીરે લાલ. ૧૩ કાંહાંનજી નહાનેરૂ છે બાળ કે, અળગીતરાં શાં કરેરે લાલ. ૧૪ ધન ધન ગોકુળની વરજ નારે કે, જેહેને ઘેર નહીરે લાલ. ૧૫ માહારૂ સોના કેરૂ બેહેડું કે, રૂપલા ઉ ઢાણીરે લાલ. ૧૬ મા હું જળ ભરવા કયમ જાઉ કે, કાં કે ઉભા કાહાનજીરે લાલ. ૧૭ કાંહાના કાંકરડી માં માર કે, સોના બેહેડુ નંદશેરે લાલ. ૧૮ છોડી જુઠડા બોલી નાર કે, તું કોયા ગામનીરે લાલ. ૧૯ છોરા તાહારે શી પડપુછ કે, ગોકુળ ગામનીરે લાલ. ૨૦ જોયુ ગોકળીયુને ગામ કે, આ પાસે રહી મથુરે લાલ. ૨૧ મળિઆ નરસઈઆનો નાથ કે, રસ વાધ્યો ઘણોરે લાલ. ૨૨ ચાલો વંદ્રાવનને ચોક કે, ચાલી મહી વેચવારે લાલ. ૨૩

## ધોળ ૮૨.

વાહાલો શ્રી વલ્લભ ઘરે પ્રગટીઆ, સુંદર વરજી, શ્રી વિઠ્ઠલ પધારીયા નામરે સુંદીર વરજી. ૧ એનું રૂપ રસાળ ઘણી ચાતુરી સુંદીર વરજી; એનુ મુખ જોવાને આતુરી સુંદીર વરજી. ૨ એને સેહેજ કસ્તુરી તીલક ભાળરે, સુંદીર વરજી; એવાં લોચન લાલ ગુલાલરે, સુંદીર. ૩ એને અજાન બાહુએ હરી, સુંદીર૦ એની કટીપર વારૂ કેશરી. સુંદીર૦ ૪ એના ચરણ કમળ શોભા ઘણી, સુંદીર૦ ૫- શ્રીજન માથે એ ધણી. સુંદીર૦ ૫ એને કેસરી પીતી સોહીએ, સુંદીર૦ એને તેજે ત્રીભોવન મોહીએ. સુંદીર. ૬ એનો ઉપરણો છે જરકશી, સુંદીર૦ સુર વીનતા છબી દેખી હસી, સુંદીર. ૭ એમ કહી પૂસ્પ વૃષ્ટી કરે, સુંદીર, એ સુખ જોઈ હઈડુ ઠરે. સુંદીર. ૮ પૂસ્પ લતા બહુ પા-

સરે, સુંદીર૦ ત્યાંહાં શ્રી હરી રમીઆ રાસરે, સુંદીર. ૯ ભાગ્યવડાં વરજવાસીનાં, સુંદીર૦ વાહાલા શું રમતાં રાસરે, સુંદીર૦ ૧૦ એહુ કરજોડીને વીનવું, સુંદીર૦ શ્રીજુમનાંજી ને હું નમું, સુંદીર. ૧૧ શ્રી જુમનાંજી જોવાની આશરે, સુંદીર૦ મુને આપજો વરજમાં વાસરે, સુંદીર. ૧૨ હરીદાસ શોભા જોતાં, સુંદીર મ્હારા મનના મનોરથ સહુ પો-તા, સુંદીર વરજી. ૧૩

## ધોળ ૮૩.

આજ સખી આનંદ હુવોરે, આપણા શ્રી નાથજીને જુવો; જેને કાજે તળખતા હુતાં દાડા, તે દ્વાર મેહ્યાં છે ઉઘાડા. ૧ વરજ ત્રીઆ વેગે કરો શણગાર, પેહેરોના નવ સર મોતીના વાર; આવે છે વરજ શુંદરીનો વાહાલો, તને તે નયણાં ભરી ભરી નાહાળો. ૨ જોતાં તૃપ્ત ન થાય, માધવદાસ બલીહારી જાય.

## ધોળ ૮૪.

શ્રી વિઠ્ઠલનાથજી સોહામણારે, એમનાં લીજીએ પેરે પેરે ભામણારે. ૧ દ્વિજ કુળમાં વાહાલો પ્રગટીયારે, દેખી નીજ જન મન અતી હરખીયારે. ૨ રાજય શીરોમણ રાજીયારે, દેખી સોળ કળા સમી લાજીઆરે. ૩ સજન સહુ સંતોકીયારે, એતો અમ્રત વાણીએ પોખીઆરે. ૪ તન મન ધન કરૂં વારણેરે, પ્રભુ પ્રગટીયા ભગતને કારણેરે. ૫ કોડ પૂર્યા વાહાલે ભકત તણારે, સુખ પામ્યા માંહો માંહે અતી ઘણારે. ૬ દાસના દાસ કરે વિનતી, શ્રીરણ જીવો શ્રી ગોકુળ પતીરે. ૭ શ્રી વીઠ્ઠલનાથ સોહામણારે.

## ધોળ ૮૫

ધન્ય ધન્યરે આજનો દીન, આજની રાત રળીયામણી
જી પધારયા શ્રી વીઠલનાથ, વેગે તે આપો વધામણીજી
૧ જીરે ઉલટ અંગ ન માય, આજની શોભા અતી ઘ-
ણીજી; જીરે માનુની તે મળીરે આજ, છબી નિરખવા
પ્રભુ તણીજી. ૨ જીરે હીંડે તે માંડલા માંહે, કનક કળશ
શીરપર ધર્યાજી. ૩ જીરે તે ઉપર શ્રીફળ સાર, મુકતા
થાળ સંગે ભર્યાજી; માહારા વાહાલાને વધાવાને જાઉં, ઉ-
મંગી ઉમંગી આનંદ ભરીજી, ૪ જીરે ચરણ જોવારે
જુગલ કીશોર, આ જોડી અવીચળ સદાજી; બલીહારી
શ્રી વિઠલનાથ કોડ પૂરો માહારા મનતણાજી. ૫ ધન્ય ધ-
ન્ય તે આજુનો દીન,

---

## ધોળ ૮૬

જીરે ધન્ય ધન્ય આજુનો દીન, શ્રી વિઠલનાથ પધારી
આજી; સુણી સુરીનર હરખ્યા મન, કળજુગ જીવ ઓધા-
રીયાજી, ૧ જીરે ધન્ય ધન્ય શ્રી વલભ તાત, પ્રગટ પુર-
ષોતમ સુત હવાજી; જોતાં જાણુંરે અદભુત વાત, પુરણ
પ્રિત્યે પામવાજી. ૨ જીરે ધન્ય ધન્ય શ્રી આકાજી માત,
કુંવર કર હુલરાવીઆજી, જીરે એના મુખમાં તે બીડા
બરાસ, વૈષ્ણ જનને આપીયાંજી; વાહાલે આપ્યાં તે ચ-
રવિતનાં દાન. ભવનાં બંધન કાપીયાંજી. ૪ જીરે ધન્ય ધ-
ન્યરે જુમનાજીનું નીર, નિત્ય નિત્ય નાથ ક્રિડા કરેજી;
વાહાલો ઓઢેરે ઉપરણાં સાર, દીઠડે મારાં મન ઠરે. ૫
જીરે ધન્ય ધન્યરે વરજવાશી લોક, વદન નિહાળે વળી વ-
ળીજી; જોતાં જાણું તે કારણ કાંય, મંગળ ગાએ મહી મ-

ળીજી. ૬ જીરે ધન્ય ધન્યરે શ્રી ગોકુળ ગામ, વરજ ના-
યક વાસો વસ્યોજી, હવે સરીઆં સેવકનાં કાજ, મરજાદી મ-
નમાં હસ્યોજી. ૭ જીરે ધન્ય ધન્યરે ઓછવ આજ, શ્રી
શ્રી વલ્લભને બારણેજી; ત્યાંહાં તો વાગેરે તાલ પખાજ,
બંદીજન બહુ જશ ભણેજી. ૮ જીરે ધન્ય ધન્યરે માગશર
માસ, ઉત્તમ વદ નવમી ભલીજી; સુખ પામ્યોરે સહચર
સાથ, લીલા દેખી નિત્ય નવી નવીજી, ૯ બલીહારી તે
માધવદાસ, શોભા માહારે મન વશીજી; સેવક જનનાં સ-
રીયાં કાજ, એ લીલા સહુને મન ઠરીજી, ૧૦ જીરે ધન્ય
ધન્યરે આજુનો દીન.

## ધોળ ૮૭.

ધન્ય ધન્ય તે આંજુનો દીન આજુની રાત રળીઆ
મણીજી; પધારેચા શ્રી વિઠલનાથ, વેગે તે આપો વધામ-
ણીજી. ૧ આપણુ સદા સોહાગણી નાર, આપણ શીરપર
એ ધણીજી; તમો પેહેરોને નોતમ ચોર, સુંદરી નવ સત
વરસ તણીજી. ૨ તમો પેહેરોને આભ્રણ અંગ, સરખા
સરખી સંચરીજી: સખી એક કરે પૂષપની માળ, બીજે તે
કરે કુમ કુમ ભરીજી. ૩ ઉપર શ્રીફળ ફોફળ સાર, કનક ક-
ળસ કેસર ભરચાજી. માહારા વાહાલાજીને નિરખવા જઉં,
નિરખી હરખી માહારાસ ભરેચ જી. ૪ જય જયા શ્રી જુ-
ગલકીશોર, દેહની દશા ગઈ વીસરીજી; જોયા શ્રી રૂક્ષ-
મણી વહુજીના રૂપ, ઉર ઉપર અમી ભરીજી. ૫ જોવા શ્રી
પદમાવતી વહુજીના રૂપ તે દીઠે મારાં મન ઠરે જી; મારૂ
માગ્યુ આપોને માહારા નાથ. મનડાતણાં કારજ સરેજી ૬
સદા શ્રી ગોકુળ માહારો વાસ, પ્રભુની [illegible]ણી માહારે મન

રંગીજી, બલીહારી તે માધવદાસ, એ લીલા મ હારે મ વગીજી. ૭

## ધોળ ૮૮

ઉભા રેહો તો કહુ એક વાતડી, શ્રીનાથજી૦ તમ મીટે ગાળી છે મે તો જાતડી શ્રીનાથજી૦ ૧ તે દીવશે મળ્યા હતા વૃંદ્રાવનમાં શ્રીનાથજી૦ તે દીવશની તાલાવેલી તન માં શ્રીનાથજી૦ ૨ શ્રીનાથજી જોયાના મને કોડરે, શ્રીનાથ જી૦ પૂરી મારા મન કેરી આશરે શ્રીનાથજી૦ ૩ હસોંઘો મધુર વાંકુ જોઈને, શ્રી નાથજી૦ ૪ ક્ષણ ક્ષણ ભણકારા વાગે કાનમાં, ઘરમાં જાઉ ને ગાઉ તાનમાં. શ્રીનાથજી૦ ૫ ચિત ચોટતુ નથી ઘર કામમાં, શ્રીનાથજી૦ ઘેલી ઘેલી કેહે છે ગોકુળ ગામમાં. શ્રીનાથજી૦ ૬ કેહેનારા ના કેહે છે પણ માથે છે ધણી, શ્રીનાથજી૦ પૂરો મ્હારા મન કેરી આશરે, શ્રીનાથજી૦ શરણે આવ્યો છું તમ દાસરે. શ્રી નાથજી૦ ૮ ભવોભવ પાર ઉતારીએ. શ્રીનાથજી૦ બલી-હારી જાય માધવદાસરે. શ્રીનાથજી૦ ૯

## ધોળ ૮૯

સરદપૂનમની રાત જોઈ વાહાલે રમવા કીધું મનરે, વન ફુલાં તે લીલા શકતે તે મન ચંદ્ર જતન; હરી રસ માતારે. ૧ વેણ વજાડી ચિત્ત હરેયું, પ્રગટયું અંગે આ-નંગરે; સાંભળતાં ગોપીજન આવ્યાં, કૃષ્ણ સમીપ સંગ હ-રી. ૨ વેણું સાંભળીને દોહોવું મુકયું, દોહંતા વાસણરે; ખીર ચડાવી તેમજ મુકી, વાહાલા પાસે મન હરી. ૩ તાતાં દુધ જમાવતાં, પતી શેવા ભોજનરે; લેપ્તનતાં આસન

આંજતાં, વિપ્ર તે આભ્રગ્ હરી. ૪ પતીગોનાં રોકયાં ન
રહ્યાં, આત્મા હરી રસ માનરે; કેટલાએક પતીએ રોકયાં,
માધ્વ ચરણે ચિત લગ્ન હરી. ૫ સહુથી આગળ તે જઈ
પોહોતા, સગુણ મુકી તનરે; ત્યારે રાજાએ પુછયું; એ કેમ
પાછે જન હરી. ૬ શુકજી ત્યારે એમ ઓચરચા. પેહેલું ક-
હ્યુ' તે સતરે દ્વેષ ભાવે શીશુપાળ ઓધ્ધારચો, એતો પીવા
જુમત હરી. ૭ વરેજ રતનાં આવ્યાં જાણીને, પ્રભુજીએ
કહ્યું' વચનરે; આવ્યાં તેતો સારૂ કરયું, કારણ કેહો પ્રસ્ન
હરી. ૮ રજની એવી જંતુ ભયંકર, હમાણાં જાઓ ઘેરરે;
માત પીતાને પૂત્ર ભાંડરૂ, શુંકે તેહેના પેર હરી. ૯ વન
દીઠું ચંદ્ર કરી શોભે, કાળંદ્રી જળ તેમરે; ઘેર જઇ પ-
તી શેવા કરો, પાળો બાળક જેમ હરી. ૧૦ જો માહારે
પ્રેમે આવ્યાંછે, તોએ તે પણ જોયુંરે; પતીને મુકીને આ
વ્યાં, પતીવરતા ધરમ ખોયું હરી. ૧૧ ધરડા મુરખ રોગી
હોવ્યા, તોય પતી નવ તજીએરે; નિંદ્રા આવે સરવે જુવે,
તેથી અન્ય નવ ભજીએ હરી. ૧૨ શ્રવણ કીરતન ધ્યાને
આવું, એમ નહી કાંઇ વેહેલાંરે; એવાં વચન સાંભળી
ગોપી, વિભગ થયાં સર્વ ઘેહેલાં હરી. ૧૩ મુખની ચુંગી
બાહેર સુકે, શોક કરી નિસાસેરે; નઇણે ભોમી લખાને
માગો, અવની વીમળ વીમાસે હરી. ૧૪ પ્રભુજીએ વાત
કરી મન જોયું, એમ કેહે શું વદરે; નઇણે આંસુ ફેરવી
લીધાં, બોલ્યા ગદ ગદ કંઠે હવી. ૧૫ ન મુકાય તે મુકી
આવ્યાં, એવું કેહેવું નવ ઘટેરે; જો બીજુ' કહ્યુ તે જાણું,
ધરમ કોણથી પ્રગટે હરી. ૧૬ ધરમ રૂપ કરી તમને જાણું,
તમ ભજે સહુ વિજશેરે; મુકી નિત્ય અનિત્ય શું કરીએ,
ચતુર થઇ ઓળખશો હરી. ૧૭ ઘણા દિવસના તાપહુ-

તાપ તે, તમો વીના કોણ સમાવેરે; કો કેહેશે જે કહ્યું ન માન્યું, કોહો કયમ ઘેર જવાય; હરી૦ ૧૮. ચિત હર્યું ને કામ નવ સુજે, જ્યાં ચાલો ત્યાં જઈએરે; અધરામ્રત કરી વરહે સગાવો. વરહે અગ્નિ નવ ઝંઝીએ. હરી. ૧૯ નહી અમે તો પદવી થાશો, શરણ તમારાં સોધીએરે; ચરણ ર-માને દુર્લભછેરે, તે જોઈ સરક્ષણ હોઈએ. હરી. ૨૦ વૃ-ક્ષ સમક્ષ લક્ષ્મી રાજે છે, તોએ પદરજ ઈછેછેરે; સમ-રથ વાંચ્યું તમ દીઠા માટે, દાશી કેરો સહુ પછે. હરી૦ ૨૧ અલકાવૃત શ્રી મુખ અવિલોક તે. થઈ અપ્રચર આ-જરે; વેણું ગ્યાન સાંભળતાં મોહી, ત્રૈલોક જુવતી સમાજ. હરી. ૨૨ ગોદ્વિજ પ્રેમ પુલકીત થયાં, બીજાની શી વાતરે; સ્તન મુસ્તક કર પંકજ ધરે. આરત મીટા ગાત. હરી. ૨૩ એદ વચન સાંભળતાં પ્રભુ, ગોપી સંગે રમણ કરચાં, ઉ-ડુગણને વચે ચંદ્ર જેમ તેમ ગોપી પ્રભુ ઠરચાં. ૨૪ સ-તનાં જુથ મળીને ગાએ, વરજમાં ફરવા લાગ્યારે; જુમનાં પુલીને મળી સહુ આવ્યાં, કેવળ રસમાં પાગાં. હરી. ૨૫ સ્ત્રીમાં અધિક કોણ અમ વિના, એમ કરયું મદ મનરે; પ્રભુજીએ જાણી મનની વારેતા, ત્યાં થયા અંતર ધ્યાન. હરી૦ ૨૬ શ્રી વલ્લભ શ્રી વિઠલ પ્રભુજીની, ક્રપાથી ગાય એમરે; તમ નીજ દ્વારકેશ ઉર લાવે, લીલા વરણવી પ્રેમ. હરીરસ માતારે. ૨૭ સરદપૂનમની રાત જોઇ, વાહાલે રમવા કીધું મનરે.

---

## ધોળ ૯૦

પંચદ્દી રાગ ગરબી.

તમે ક્યાંહાં ગયા વનમા જીરે ગીરધર સામળીઆ, ટેક.

વરેજ ભક્તને અંતર હેત જાણીને કલેશ ચિંતને કીધુંરે, હાસ્ય વિલાશ વિહાર જોઇ જોઇ મન હરીને લીધુંરે. ગીરધર. ૧ હું છું કૃસ્ન તમે છો કૃસ્ન, કહે સહુ તમને થઇ; વન નગ ઓજે ઊચે ગાય, અહીંઆં છે કે નથીરે, ગીરધર. ૨ અવસ્થને જઇને પુછું, નંદ સો વન કઈ દીઠા; કુરખાદીકને ત્યમ પુછુ, એમ ગયા છે ભીઠારે, ગીરધર ૩ હે તુળશી હરીચરણ પ્રિય છે' અલીસે પ્રભુજી જોયારે; હે જાય મલીકા માલતી, તબ છોટે રંગ મોહ્યારે, ગીરધર. ૪ હે રસાળ રૂપગારીછો, પમનાં ઉપકંઠે વશીપારે; હે ધરણી તમો તપ મોઠા છો, એમ ગયા છે રશીવા. ગીરધર. ૫ હે મગપત્ની દીઠા પ્રભુજી, ખારી સંગે રસ મીઠુરે; કંદ્રપ રાગે હે તરૂ અંરવે. નમન તમારૂ દીઠુ. ગીરધર. ૬ હે વેલડીઓ પ્રભુજી જોયા, હીસો છો રસ ભીનાંરે; ઉનમતે પુછુ સરવને, કરીએ પ્રભૂજીની લીલા. ગીરધર. ૭ એક પુત્ના થઇ ત્રાશ, એક સ્તન પીધુ તે રીતેરે; શકટા ચરણ ગાડુ. રીગણુ કીધુ રીતે. ગીરધર, ૮ એક રામગોપી, બગાસુર બક મારચોરે; ગાય દુરી મુખ વેણું વજાડી, તેડી વદન નિહાળો. ગીરધર. ૯ એક બાહુ ખંધપર રાખી, કૃશ્ન લીલા ગતે જોએરે; એક એક સ્તાન ઊંચો કરી, વરખ્યા એમના ખુલે. ગીરધર. ૧૦ એક ચરણ તે મુસ્તગ મુકી, કહુ દુષ્ટ ખલભી ચોરે; દાવાનળ નું પાન કરૂછુ વેહેલાં આંખો મીચીરે, ગીરધર. ૧૧ એક પૂપપમાળથી બાંધ્યાં, એક હસ્તન અનુખળ ભીતામાં; એ લીલા કરી વન વન ચાલ્યાં. દીઠા તે પદમાં. ગીરધર ૧૨ નંદસો વનના હે પદ નિસ્ચે, ધ્રુજ અંકુશપદ લેઆંરે; બાળા જોડે ચરણ વિલોક્તિ, મન વિમાસી રહ્યારે. ગી-

રધર. ૧૩ હે જોરુ પદ જુઓ કેહેનાં, જપમ હસ્તની હ-શ્તી; જુઓ એનું ભાગ્ય સહું કહીએ, એમ મુકી બીજ સ્તીરે. ગીરધર. ૧૪ ચરણરેણની સ્તુતી શું કરીએ, બ્રહ્મા ઈશ અહનીશ જાચે; જે પદ જોવા તે નવ દીઠા, જાણું એહ નાચેરે. ગીરધર ૧૫ પૂષપ વચે થયું આ ઠામે, પદ અડધાં દેખાયાં; એઈહાં પૂષપ કેશમાં ગુથાઆં, બેશી નિ-શ્ચે થયાંરે ગીરધર. ૧૬ આત અમારાં મરે માહા કર તે જોતાં દીનતા જોઈએરે; અમો સરવને વન મુકીને, એન ભજતા છોઈએરે. ગીરધર. ૧૭ મુખ સરવેમાં હું છુ જાણું, માન કરૂ તે રીતે; મુજથી હવે ચલાએ નહ્રી ચાલો તે પદ મીતેરે. ગીરધર. ૧૮ સ્કંધ ચઢો કહ્યું ક-સ્ન , વિપ્રી તેમ ન જાણુંરે; ત્યાં થયા અંતર હેત વાહા-લાજી, વળી વળી વિલાપ વખાણુંરે ગીરધર, ૧૯ જોતાં સરવે, હે પણ દુખે ભરીઆંરે. એના મુખનાં વચન સાં-ભળી, વિસ્મે થઈ સહુ રહ્યાંરે. ગીરધર. ૨૦ ચંદ્ર પ્રકાશ ગયાતાં શોભી, તમ જોઈ પાછાં ફેરેચાં; ભગવદ ગુણ અ-લાપે પ્રભુના, ગાય ગાય ઘર વિસરીઆં. ગીરધર. ૨૧ જુ-મનાં પૂલીન મળી સહુ આવ્યાં, કૃશ ગવન ચિત લૈઅ; દ્વારકેશની અનુચર જાણી, કૃપા કટાક્ષ કહ્યારે. ગીરધર સાગળીઆ. ૨૨ તમે ક્યાંહાં ગયા વનમાળીરે.

---

## ઘોળ ૯૧

પંચધી પદ ૩ જું લલીત છંદ.

વરજ અતિ શોભીયું, જનમ તવ કરી, રમા શોભીયું હો મળાચા હરી. ૧ વિરએ જગ થકી મન્દુ રાખ્યુ, ગીરધરે

કરી એહ જાણીયું. ૨ આનંદ ગોપીકા અખિલ જીવને, બ્રહ્મ પ્રાર્થના, જાદવ કુળે થયું. ૩ સંસાર ભય થકી, અરણ શરણ છુ, લક્ષ્મી કર ગ્રહ્યો, તેજ કર ધરો. ૪ શી કાર તો થશે મુખ દેખાડીયું. સરવ ભકત | ગવે તે હરયું. ૫ પ્રણીત જીવનું પાપ છેદવું ચરણ કમળથી, કામ ભેદવું ૬ મધુર વાણીએ, આનદ જે થયું. એવા ભક્ત ને અમ્રત પાયવું. ૭ તવ કથામ્રત કી તૃપ્ત જીવને, શ્રવણ મંગળે દુઃખ તે ગયું. ૮ હાસ્ય વખાણું વેરહ દયા નથી, રદે છોડીને ચિત ચોભીયું. ૯ ગાય ચારતાં વરજ ધારીયું, લકતી ત્રાગુશજા ચિત દેખીયું. ૧૦ ગોખ આ અવાસમે, વદન ગૌર જે, જોઇ પંચ સ્વર, પ્રગટ તે થયું. ૧૧ મન પામીયું રમાએ રચ્યું, ધરચા ભુષણે એહજ થવુ. ૧૨ વેણું નાદથી શોક નાશીયું, અન્ય નમન ન જોઇ અધર પાવવું. ૧૩ ભ્રમણ અન્ય કરો નિમેશ જુગ થયું, વદન દેખતાં પલક દુઃખ ગયું. ૧૪ સરવ મુકીને સમિપ આવીઆં, ગ્યાન સાંભળી કહ્યો કયાં ગયાં, ૧૫ અતિ ઉદારછો ઈંદ્ર રાખવું, તે જોઇ વામાનું મન મોહ્યું, ૧૬ સરવ ભકતના ભકત રૂપછો, સરવ રદેનું કપણ ત્યાગીયું. ૧૭ અન્ય ભ્રમણ વુમાશગ ખુચીયું, તજી રદે પદ ધરો કહ્યુ માનવું. ૧૮ જુગલ ચરણની રેણું આપવું, દાસનો દાસ દવારકેશ જાણવું ૧૯ વરજ અતિ શોભીયું.

## ધોળ ૯૨.

પંચધી પદ ૪ થુ.

સરવ ગોપીને રહ્યા, પ્રભુજીને આવ્યાં એમ, શુસ્વરે કરી રૂદન કીધુ; દુઃખ મનમાં ત્યેમ, કરીએ પ્રાણ નિછાની

વેધ્ય. ૧ પ્રગટયા ત્યાંથી કસ્નજી, સુખ સદન મુખારવિંદ પીતાંબર અરૂધરી માળા; એહ ગોકુળચંદ કહીએ. ૨ સ-રવ ઉભા થયા ગોપી; કરી દ્રષ્ટ પ્રશન; પ્રાણ આવ્યા હાથ પગથી, થયાં ઉભાં મન કહીએ. ૩ કેટલા અંજુલી કરી કરી, ગ્રહ્યાં વેદ પ્રસન, મદન ષ્ફરચિત બાહુ લિધને ધરૂ સંગ અંશ, કહીએ. ૪ કેટલા અંજુલી કરીને, ઞ-ભ્યો છે તંબોલ; એક હસ્તસરોજ લીધુ ધરૂ અમુલ્પ ક હીએ. ૫ કેટલાં ભ્રકુટી કુટીલ રાખી, પ્રેમનો આ વેશ; વક્ર દ્રષ્ટ કરીને જોયું, રસ ભરયા આવેશ કહીએ. ૬ એક દ્રષ્ટ ટીક જોઈ રહયા, મુખ પાનથી ન અઘાય; નૈન દ્વારા રદ લાવી, ન મેલ્ય ન ભીડાય. કહીએ. ૭ ત્યાં ફરી જોઈ જોઇ પ્રભુજી આનંદીઆ; વ્રેહે તાપ સમાવ; વરજ ભકત હરી સવજીત છે, તે અધિક શોભા થાય. કહીએ. ૮ કાળીદ્રી સહુ પુલીન આવ્યાં, હરખ મનમાં અપાર; સંદ્ર કીરણે નિશા નિશા નિરમળ વળી ભોમી સમાર. કહીએ૯ ઉલ્હાદ કરી મતિ નામનો રથ જયમ પૂરમાં કામ; ઉત્તિ વસ્ત્ર કુમ કુમ અંકીત, પાથરયા તે ઠામ. કહીએ. ૧૦ ત્યાં બીરાજ્યા પ્રાણ નિધિ, ગોપી સ્યામ સ્પષ્ટ, રાશિ હસ્ત અનંગ દીપન; સ્મરણ ગોપી દ્રષ્ટ. કહીએ ૧૧ ભજે તેહેને ભજે જે કોઈ આપ આપણે અર્થ, લિપ્ર જોગે ભ-જે છે, તે જાણજો જુગત્ય કહીએ. ૧૩ એક જોગી કામ પૂરણ મુઢ ગુરૂ દ્રોહિષ્ટ; ચ.ર જાણુની એક રીત છે, કહ્યુ છે ગોપીષ્ટ કહીએ. ૧૪ અમો તો ભજતાં નથી, તે ધ્યાન છુટી જાય, દ્રવ્ય પામો જાય ત્યારે, અચીક તનમાં થાય, કહીએ ૧૫ અમો ભજન પરોક્ષ કીધુ, જાણજો એ સંત; તેમ ભજનનું શું કહું, કેહેતાં ન આવે અંત કહીએ, ૧૬

ચીરણુ કાળનું આયુષ લેઇને, ઓશીંગળ કેમ થાઉરે; દા-રેશ કેહેછે છ ીપર, નિરંતર ખલજ્નઉ કહીએ પ્રાગુનિધ ની વેલ્યા,

## ધોળ ૯૩

પંચમી પદ ૫ મું રાગ ગરબી;

વાહાલા તારાં વચન સાંભળીને હરખ્યા; વાહાલા તારાં વિરેહ તાપ કરાવ્યા; વાહાલા તારે જડતાં આનંદ પરખ્યા, રાસ રમીશું શ્રી ગોકુળચંદશુંરે લાલ, ૧ વાહાલા રાસ આરંભણ કીધુ, વહાલા નૃત ભેદ ગતી સીધુ; વાહાલા બાહુ પરસ્પર લીધુ, રાસ; ૨ વાહાલા ઉછવ રાસ અમુલ્ય, વાહાલા અનેક મંડળી ગોળ; વાહાલા કૃષ્ન આદે તે સોળ રાસ. ૩ વાહાલા દેવ શ્રી દરશાવ્યાં; વાહાલા વેમાન સહુ આવ્યાં; વાહાલા સંગે શત્ર કાહાવ્યાં રાસ. ૪ વાહાલા દેવ દુદંભી વાજે, વાહાલા ગાંધરવ આનંદ રાજે; વાહાલા પૂષપ વરશટી કરી સાજે, રાસ;૫ વાહાલા નેપૂર કંકણી વાજે; વાહાલા બાહિમાં મધ્ય મણી રાજે; વાહાલા રાહાલા રાસ મંડળી રસ સાજે રાસ ૬ વાહાલા શ્રમ કણ મુખપર અલકે, વાહાલા ભુવીલાસ ભુવી લળકે; વાહાલા બલીત મેઘ જળ ઝળકે, રાસ, ૭ વાહાલા ઊંચે સ્વર તે ગાય, વાહાલા રાગરંગ ત્યાંહાં થાય; વાહાલા તે રસનું શું કેહેવાય, રાસ. ૮ વાહાલા અધિક સરવકો નિરખી, વાહાલા રૂડું કેહેણાં હરખી; વાહાલા સંગ સખી સહુ સરખી, રાસ. ૯ વાહાલાને રાસ અભિતકોધ કહીએ, વાહાલાને બાહુ કંઠ કર ગ્રહીએ; વાહાલાને મળી અમ લિકા લહીએ, રાસ, ૧૦ વાહાલા ચંદન ભુજને દાધુ

વાહાલા૧૦ અતિ શુખાશ મન લીધુ; વાહાલા પૂજકીન ચુંબન કીધુ, રાસ, ૧૧ વાહાલા નિત્યે વિદકલ સરશે, વાહાલા મુખ કપોળ કર પરસેઃ વાહાલા અરવિંદ બિંદુ દરસે, રાસ. રાસ, ૧૨ વાહાલા નૃત ગાન મન ઠરેચું, વાહાલા નેપૂર કિંકણી રચીયું; વાહાલા હરેન રદેપર કરેચું રાસ. ૧૩ વાહાલા એકલ પામાં ગોપી વાહાલા કંઠ બાહુ આરોપી વાહાલા રંગ રેલી મન સોપી, રાસ૦ ૧૪ વાહાલા કરણ કમળ બીરાજે, વાહાલા દ્રૂમ અલક મુખ ભાજે; વાહાલા ભ્રમર રસ ગુણ ગાજે, રાસ૦ ૧૫ વાહાલા માંગ મોતી કેલી, વાહાલા તેમ ગોપી રંગ રેલી; વાહાલા કાંઈક દરપણ એની, રાસ૦ ૧૬ વાહાલા બ્યાકુળ રસ આનંદ, વાહાલા કેહેતાં ન આવે છંદ; વાહાલા એ વંદ્રાવન ચંદ, રાસ૦ ૧૭ વાહાલા એઅર સ્ત્રી રસ જોયું, વાહાલા કામ દ્રષ્ટ મન મોહ્યુ; વાહાલા વરદાને રસ સોહ્યુ, રાસ૦ ૧૮ વાહાલા અતી વીરવથી આંણો, વાહાલા પ્રેમ અમરીત સુખ જાણો; વાહાલા પૂછ ન કીધું પાણે, રાસ૦ ૧૯ વાહાલા સ્પર્શ આનંદ થાએ, વાહાલા લીલા થઈ તે ગવાએ; વાહાલા અમ્રત દ્રષ્ટિ જોવાએ, રાસ૦ ૨૦ વાહાલા અમ્રત સારવે જાણી, વાહાલા ક્રિડા કરીને વખાણીઃ વાહાલા જળ પ્રવેશ મન આણો, રાસ૦ ૨૧ વાહાલા જળક્રિડાની રીત, વાહાલા કહે ન આવે પ્રીત; વાહાલા પરસ્પર થઈ જીત, રાસ. ૨૨ વાહાલા જળથી ગમન કર્યું, વાહાલા પૂષ્પીત વન સંપર્યું; વાહાલા તેજોઈ મન ઠર્યું, રાસ. ૨૩ વાહાલા નવરંગ નાટક સાજે, વાહાલા ચંદ્ર નીશા અતી રાજે; વાહાલા મદન જોઇને લાજે, રાસ. ૨૪ વાહાલા રાજાએ પુછ્યુ એમ, વાહાલા પરમ રીતે તે તેમ; વાહાલા અપરમ પ્રવેશ તે કેમ, રાસ.

૨૫ વાહાલા પરેમ સત્ય કરી સ્થાપો, વાહાલા વ્યકતા કરે-
તાં રાખો; વાહાલા પરદારાંકેમ જાપો, રાસ. ૨૬ વાહાલા
પોતે પુરણ કામ, વાહાલા ઇચ્છિત શાખુ તેમ; વાહાલા
અભિપ્રાય કો એમ, રાસ. ૨૭ વાહાલા શું કીજીએ કરતા
ચીચાર, વાહાલા પુરણ એ અવતાર; વાહાલા અનલ પડે
સરવ સાર, રાસ. ૨૮ વાહાલા ઇશ્વરે વચન પ્રમાણ,
વાહાલા આવરણ કરે અજાણ; વાહાલા બુદ્ધિવાન તે અ-
જાણ, રાસ. ૨૯ વાહાલા હરીરસની ગમ વખાણે, વા-
હાલા તવન કરે અજાણે; વાહાલા જેમ રૂડું વિષ ખાણ,
રાસ. ૩૦ વાહાલા ઉચિત કરે વાણી, વાહાલા ઉચત વ-
ગર સુહાણી; વાહાલા નિરહંકારી જાણી, રાસ. ૩૧ વા-
હાલા એવું કરતાં પ્રતાપે, વાહાલા ઇસ્વર કર્યા સહુ જાપે;
વાહાલા ભક્ત મનોરથ આપે, રાસ. ૩૨ વાહાલા જેહી
પદ રજ માગે, વાહાલા બ્રહ્માદિક અનુરાગે; વાહાલા કરમ
બંધ શું લાગે, રાસ. ૩૩ વાહાલા ગુલાબી પ્રીત જાણો,
વાહાલા અંતરજામી માણો; વાહાલા બાંધ કુકરમ વ-
ખાણો, રાસ૦ ૩૪ વાહાલા મનુસ્ય દેહ ધરૂ, વાહાલા તે
ક્રીડા આચરૂ; વાહાલા ગુણ બાંધ ભક્તિ વરૂ, રાસ૦ ૩૫
વાહાલા ગોપ મન બાંધ નાખ્યું, વાહાલા ચોગ માયા કરી છા
યું, વાહાલા પાસે દારા દેખાયું, રાસ૦ ૩૬ વાહાલા બ્રહ્મ
રાત્રી તે જાણી, વાહાલા તોએ ત્રાસ ન માણી; વાહાલા
ઘેર ગયાં સહુ રાણી, રાસ૦ ૩૭ વાહાલા એ લીલા જે ગા
વે, વાહાલા શ્રવણ રૂદે રસ લાવે; વાહાલા ભક્તિ માહા
ફળ પાવે, રાસ૦ ૩૮ વાહાલા ધન્ય વરજવંતી ગોપી, વાહા
લા મન કરી સરવ સોંપી; વાહાલા ધન્ય જમુનાં રસ ઓ
પી, રાસ. ૩૯ વાહાલા શ્રીમદ વલભ ચરણે, વાહાલા શ્રી

વિઠ્ઠલેશને ચરણે; વાહાલા દ્વારકેશ છે શરણે, રાસ રમીશુ શ્રી ગોકુળ ચંદ્રશુરે લાલ. ૪૦

## ધોળ ૯૪

( પંચદ્રિ પદ ૬ રાગ ગરંબી. )

સરખી સાહેલી સહુ મલીને, નવ સત આભ્રણ સજી-આંરે; સાન કરીને વાહાલાને તેડો. લટકે ગરબે રમીએ ચાલો જોઇએરે. ૧ શામા સ્યામને મધ્ય બેસારી, તાળી વાડે હાથેરે; નિરખતાં વાહાલે રીઝીજી, જુવે કટાક્ષ સાથે, ચાલો૦ ૨ સાત સ્વર એકવીસમુ રચના, ગ્રામ ત્રણને ભેદેરે; રાગણીઓ છત્રીસે મેળવી, ગાઓ પ્રબંધ ભેદે. ચાલો૦ ૩ લાગદાટને ઉર પતા રસ, સંગીત નૃત્ય ગતી લીજેરે મુશકઈ વાહાલા એ જોયું. સરવે રસમાં ભીંજે, ચાલો૦ ૪ શામળીએ ત્યારે ઉભા થઈને, વેણુંવાઈ કાછ કીધુંરે; વીહ્હળ થયાં સાંભળી સરવે, મન આકરશીને લીધું. ચાલો૦ ૫ છુટા કેશ સ્વેત શ્રમ શ્રી કર, ભુજા બાંહડા લટકેરે; કરણ ફુલ નક બેસર ટીલડો, કંકણ પોંહોંચી મટકે; ચાલો૦ ૬ બ્રહ્માનંદ થકી ઉગારયાં, ભજનાનંદે લીધારે; રાસ રમી જળ ક્રીડા કીધી, સરવ મનોરથ સીધાં; ચાલો૦ ૭ બ્રહ્માદીક સનકાદીક શંકર, ચઢી વેમાને જોયરે; ગુણ ગાંધરવ અપસરા કીંનરે, પુસ્પ વૃષ્ટિ ત્યાં હોએ. ચાલો૦ ૮ ધન્ય વીદ્યુતની પેરે સહુને દરશન, એણી રીતે બ્રહ્મ રાત્રીને લેજે કીધુ. એણી પેરે સરવે જીતે. ચાલો૦ ૯ ધન્ય ગોપી વરજ શ્રી જુમનાં તટ, જ્યાં કૃષ્ણ રસ પાગરરે; શ્રી વલભને ચરણ પ્રતાપે, દ્વારકેશ નીત ગાએ. ચાલો૦ ૧૦

# ધોળ ૯૫

અથ શ્રી પંચકી ૭

દીઠી સરદની રાત સોહામણીજો, વાહાલે રાસ રમવાની ઈચ્છા કરી જો. ૧ વાહાલે વેણુ વગાડી વનમાંજો, સ્વર પુરો સખીના કરણ રંદ્રયમાંજો. ૨ નારી અવણે સુણી સહુ નીસરેચાં જો; કુળની મર્યાદા વિસરેચાં જો. ૩ તેહેને તતક્ષણુ ગ્રહ કાજ મેલીઆં જો, અંગે અટપટાં આભુષણ પેહેરીઆં જો. ૪ એમ આવતાં તે દીઠાં સુંદરી જો, ત્યારે ગમન વાચક બોલ્યા હરીજો. ૫ તમે શાંને તે આવ્યાં સહુ મળી જો, તમો કુળવંત કાહાવો કામની જો. ૬ એમ લોકમાં તે લાંછન લાગશે જો, તમારે પતીવૃતા ધર્મ ભાગશે જો. ૭ પતીવૃતા પતીને છોડે નહીજો, પર પુરૂષ શું પ્રિત જોડે નહી જો. ૮ શ્રી મદન મોહનજી રૂપે ધરી જો, બે પાસે તે સોહીએ કામની જો. ૯ ગંધ્ય રાજે શ્રી ગીરધર રાજીઆ જો, પ્રભુ સાતે સ્વરૂપ બીરાજીઆ જો. ૧૦ પ્રભૂ સાતે સ્વરૂપ લીલા કરે જો, એણી પેરે તે વરજમાં વિચારે જો. ૧૧ ત્યારે શુંદરીને અભિમાન આવીયું જો, ભાગ્ય પોતાનું સરાવીયું જો. ૧૨ ત્યારે અંતર ધ્યાન હુઆ હરી જો, ઘણો વિલાપ કરેછે શુંદરી જો. ૧૩ શ્રી જમુનાંજી પુલીન આવી રહ્યાં જો, ત્યારે નાથજીને મન કરૂણા આવી જો. ૧૪ શ્રી ગોકુળચંદ માજી રૂપે ધર્યાજો ત્યારે શુંદરીને દરશન આપ્યા હરી જો. ૧૫ દ્વારકેશ પ્રભુન જાઉ વારણે જો, ફરી વરજ પ્રગટ્યા હમ કારણુજો. ૧૬

-----------

.. આ

## ધોળ ૯૬

માહારા વાહાલાના વનમાંહ્ય, વાગે રૂડી વાંસલડી; હું તો ઘેહેલી ફરૂં ઘરમાંહ્ય, કોણે દીધી સાંકળડી. ૧ કુંભ વિના જળ ભરવા ચાલી, શીરપર મહેલી ઉઢાણીરે; ગર્ણિણુંરે લેઈ જળ ગળવાને બેઠી, કુંભની શુદ્ધ બુધ્ધ ભુલી. વાગે. ૨ ગુણી આ વના ગઉ દોવાને બેઠી, સાડા ભીજાય નવ જાણીરે; વાછડું વાળનાં ગોળીયુરે, બાળક બાંધ્યાં તાણીરે. વાગે ૩ ધી તાવીને છાસમાં રેડ્યાં, ને દુધમાં રેડ્યાં પાણીરે; નેતરૂ લઈને નાવણીએ બાંધ્યો, ઘરનો ધણી નવ જાણ્યોરે. વાગે૦ ૪ પાત્ર વીના મેં ભોજન પીરસ્યાં મોદક મરચ્યાં ભેળીરે; સાકર વડાનાં શાક વઘારચાં, ખીરસું ઠ મેળીરે. વાગે૦ ૫ સાસુ કહે વહુને વઈતર વળગ્યાં, અવચળિયા ઉતરાવોરે, દીયર કહે ભોજાઈને બાંધો, સાન કરી સમજાવોરે. વાગે૦ ૬ તનમન માહારા પ્રાણ હર્યારે, માહારો વાહ લાજી મથુરાં જાયરે; રામકૃસ્ન પ્રભુએ રસ પીતાં, વારે વારે સમજાવુંરે. વાગે રૂડી વાંસલડી. ૭

## ધોળ ૯૭

અથ શ્રી વિઠલનાથજી માહારાજનું ધોળ.

માગશર વદી ચતુરદશી સાહેલીરે. શુભ વેળા શુભવાર; શ્રી વિઠલવર ભુતળ પ્રગટીયા સાહેલીરે. ૧ ધન્ય ધન્ય માત ચારોમતી સાહેલીરે, પુરૂષોતમ અવતાર; શ્રી વિઠલ. ૨ ઘેર ઘેર પેહોતી વધામણી સાહેલીરે, હરખ્યા છે વલ્લભ તાત. શ્રી વિઠલ. ૪ તોરણ બાંધ્યાં બારણે સાહેલીરે, ઘેર ઘેર

ઓછવ થાય. શ્રી વિઠલ. ૪ ધન્ય ધન્ય એ ઠાંકરોલી એ સાહેલીરે. માનુની મગળ ગાય. શ્રી વિઠલ. ૫ જાચક સહુ ટોળે મળ્યા સાહેલીરે, સુણી અનોપમ વાત. શ્રી વિઠલ ૬ વીધશું વેદ સ્નાન કરે સાહેલીરે, દાન આપે વરજનાથ. શ્રી વિઠલ. ૭ થાળ ભરેચાં સગ મોતીએ સાહેલીરે, આવ્યાં શ્રી વરજની નાર. શ્રી વિઠલ. ૮ વિપ્ર વેદ ધુના ઓચરે સાહેલીરે, દેછે સહુ આશિસ્ય. શ્રી વિઠલ. ૯ વધાવા આવે સહુ લાલને સાહેલીરે, હઇડા હરખ ન માય શ્રી વિઠલ. ૧૦ દાશીજીએ લીધા ગોદમાં સાહેલીરે, નિરખે સઘળો સાથ. શ્રી વિઠલ. ૧૧ વૈસ્નવ ગયા આનંદ શું સાહેલીરે, આજ શ્રી જુગદીશ. વિઠલ૦ ૧૨ દેવનાં દુંદભી વાગીયાં સાહેલીરે, પૂસ્પની વરટી થાય. શ્રી વિઠલ૦ ૧૩ દૈવી જીવને કારણે સાહેલીરે, ફરી લીધો અવતાર. શ્રી વિઠલ૦ ૧૪ શરણે લીધા જીવને સાહેલીરે. લીલાનો નહી પાર શ્રી વિઠલ. ૧૫ દાસ વલભ જાય વારણે સાહેલીરે: પૂરૂષોતમ અવતારે, શ્રી વિઠલવર ભુતળ પ્રગટીયા સાહેલીરે૦ ૧૬

## ધોળ ૯૮

કોઈ મને કસ્ન દેખાડોરે શ્રી ગોકુળમાં, કોઈ મને પ્રભુજી મેળાવોરે મધુબનમાં; મેગ મતી હેરો તેરો મરમ ન જાણે, વનમાં ફરે વાહાલે તનમાંરે. મધુ વિનમાં. કોઈ મને ૧ શકળ બન ઢુંડચા શકળ વરજ ઘેરચા, અતારે ઉદાશી માહારા તનમાં. મધુ બનમાં કોઈ મને૦ ૨ અમર ચીર પેહેરચાં મેઘા ડંબર ઓઢચાં, ફુલડાં બેનનતી બાગનમાંરે. મધુ બનમાં કોઈ મને૦ ૩ કાટંતા ચોરને હાર માહારા

દુરચા, નિર ભરાંવાં સોચમારે. મધુ બનમાં કોઈ મને૦ ૪ સુરદાસ કેહે પ્રભુ તીહારે મીલનકું. અતીરે ઉલટ માહારા તનમારે મધુ બનમાં, કોઇ મને ચરન દેખાડોરે આજે કુળમાં. ૫

## ધોળ ૯૯

"માહારે મંદીર પધારો શ્રી નાથજી, હુંતો જોઉ તમારી વાટ; માહારે મંદીર પધારો શ્રી નાથજી૦ ૧ હુંતો શેરી વળવીને સજ કરૂ, હુંતો પથરાવું લીના પીના પાટ. મા-હારે૦ ૨ હુંતો કંકુ કેસરના ગારા ધાલું, હુંતો મોટી કસ્તુરી પડાવું ભાત. માહારે૦ ૪ હુંતો ગોખે ગોખેરે દીવા કરૂં, હરખે બંધાવું હીંચોળાખાટ. માહારે૦ ૫ હુંતો શણગાર સ-જુરે શોભીતા, અરગા ચોળી ગરચોળાંને ઘાટ, માહારે૦૬ હુંતો આડ કરૂંરે કેસર તણી, હુંતો ચોખળીયા ચોકું લેના ટ. માહારે૦ ૭ હુંતો સુંદીર મનાવુંરે સુખડા, જીવણ જ-મવા તમારે કાજ. માહારે૦ ૮ હુંતો બીડાં વાળુ રે બાસટ પાનનાં, આરોગાવું શ્રી વળભરાય. માહારે૦ ૯ હુતો થાળ ભરૂ રે સગમોતીએ, વધાવું શ્રી વલ્લભનો પરીવાર. માહા, રે૦ ૧૦ હુંતો કરજોડી કરૂં વિનતી, બલીહારી જાય મા-ધવદાસ. માહારે મંદીર પધારો શ્રી નાથજી. ૧૧

## ધોળ ૧૦૦

જીરે વઇશાક વદી એકાદશીરે, શ્રી વલ્લભજી પધારવાની પેરરે; શ્રી લક્ષમણ ઘેર સોહલા, જીરે અલંબાજીએ મન-માં વિચારીયુંરે, જીરે સુતતે પધરાવીએ ઘેરરે. શ્રી લક્ષમણ ૨ જીરે અગ્નિકુંડ માગજ આવીઓરે, જીરે બેહુ સ્તને

વેહેછે પથ નિધારરે. શ્રી લક્ષ્મણ૦ ૩ જીરે નિજ જન સર્વે ઉધારવારે, જીરે ભક્તિનો કીધો ઉપદેશરે. શ્રી લક્ષ્મણ૦ ૪ જીરે બ્રહ્મ સંબંધ કરાવીયારે, જીરે સેવા કરાવી પ્રિતેરે. શ્રી લક્ષ્મણ૦ ૫ જીરે પુસ્ટી મારગની વાધી ગતરે, જીરે કોને તે નવ કેહેવાયરે, શ્રી લક્ષ્મણ૦ ૬ જીરે દેવાના કુળમાં શ્રી કૃસ્ન પ્રગટીયારે, જીરે અડળક શ્રી વલ્લભરાયરે. શ્રી લક્ષ્મણ ૭ જીરે નિશ્ચ ધન જનને તે એ પ્રભુરે, જીરે પ્રગટ દેખાડી છે રીતરે, શ્રી લક્ષ્મણ૦ ૮ જીરે એને કારણ હરી દેહ ધરીરે, જીરે તેમાં તે સંશય નહી લગારરે. શ્રી લક્ષ્મણ૦ ૯ જીરે અધરમ તે જીવ ઓધારવારે, જીરે શ્રી વલભ શ્રી વિઠલેશરે. શ્રી લક્ષ્મણ૦ ૧૦ જીરે એહુના ચરણ કમળ નિત સેવીએરે, જીરે છોડોએ સકળ કલેશરે. શ્રી લક્ષ્મણ૦ જીરે હરીદાસ શોભા પ્રભુ નિરખતારે, જીરે ચરણ કમળ ધારી ધારરે, શ્રી લક્ષ્મણ ઘેર સોહીલારે. ૧૨

## ધોળ ૧૦૧

અથ શ્રી પૂષ્ટ માર્ગના દસ મર્મનું ધોળ લખ્યું છે.

પુષ્ટી માર્ગ તણાં મર્મ દસ જાણીને, નિત્ય આચરણ કરીને રૂદે વિચારે, તો તેહને વશ થાવરે શ્રીહરી પ્રેમની વેલડી ત્યાંહાં વિસ્તારે. ૧ પ્રથમ એક મર્મ શ્રી મહાપ્રભુ જાણીને, વિશ્વાસ દ્રઢ કરી વચન પાળે; અવર સાધન સર્વ લૌકિક કામના, એહુની કૃપા વિના ફળ ન ભાળે. ૨ બીજો મર્મ તે કેવળ શ્રી ગુરૂ, વાક વિશ્વાસ આચરણે કરવું; જે જે વાણી શ્રીવલભ ઓચરે, તે તે વિચારીને મન ધરવું. ૩ ત્રીજો મર્મ તે શ્રી કૃષ્ણના નામનો, માહાત્મ હરદે

થાય સફળ મારે; અનેક પ્રકારના ધર્મ કો ઉચરે, કોટીમે અંસે નહીરે ભારે, ૪ ચોથો તે મર્મ વિશ્વાસ આણી કરી, પ્રભુજી કરશે તે અતી રૂડું: રાધકા રમણ શ્રીવ્રજ ની હારી હરી, ભજન દરેજ અન્ય જાણી કુડું. ૫ અવર લીલા સહુ અનંત રૂપે કરી. અંતરયામક સદારે જાણો; ઓહરી શામળો અનંત રૂપે કરી, નિત્ય લીલા પ્રભુ નત્ય માણે. ૬ પાંચમો મર્મ શ્રીકૃષ્ણ શરણાંગત, લોક વાદ સર્વ પરિત્યાગ ભાવે; નિરપેક્ષ ભાવ તે સર્વત્ર પરીખીએ, ત્યારે શ્રીકૃષ્ણને દયારે આવે. ૭ છઠો મર્મ તે કેવળ નાથનો, સરવ પરિત્યાગ ગુણ ધ્યાન કરીએ; ધ્યાના દ્વારા કરી સરવ લીલા ધરી, આવરજનાથને હૃદે ધરીએ. ૮ સાતમો મરમ તે અંતરી લેવા, વસણાત્મક વરજ માંહે ફરીએ; ભાવાત્મક ત્યાંહાં વિચરે પોતા તણું, સખી ભાવે થઇ રાહુ વસીએ. ૯ આઠમો મરમ તે ક્રિડા રસ ભાવના, અંતરમાં અનુભવ કરવો; જેમ જેમ સખી સંઘ કોડરે, તેમ તેમ તે આચરવા. ૧૦ નવમો મરમ તે દવઈત દલ ભાવના, તાપ કળેશ રૂદેમાં લાવે; જે ફળ દશા વરજ સુંદરી ભોગવે, ત્યમ ત્યમ એહને અનુભવ કહાવે. ૧૧ દસમો મરમ તે દીનતા ભાવના, સરવ પ્રકાર કરી રૂદે દુખ આણો; અવર સાધન નાહના વીધી છે ઘણા, કૃષ્ણ કૃપા વિના કાંઇ અનમાને. ૧૨ એ મરમ દસ જે કોઇ ગાયને અનુભવે, તેહેને શ્રીકૃષ્ણ આધીન થાય, શ્રીમદ વલભનિપટ કરુણા કરે, આપણા દાસની બાંહ્ય સાહ્ય. ૧૩

---

## ધોળ ૧૦૨ પદ ૨

અથશ્રી પૂષ્ટિ મારગના સિદ્ધાંતનું ધોળ પવિત્રા એકાદશીનું લખ્યું છે.

પૃષ્ટિ મારગ સિદ્ધાંતની સાંભળો કહું એક વાત, શ્રાવણ સુદી એકાદશી વચન કહ્યાં જે રાત. ૧ શ્રીમદ વલ્લભને મન ચિંતા ઉપની એહ, આશા બ્રહ્મ સંબંધની પ્રભુજીએ કીધી તેહ; પોતાના જન જાણીને, ચિંતા ધરી મન માંહ, આતુરતા કીધી ઘણી શ્રીજી પધારયા ત્યાંહ. ૨ પુરાણ પુરૂષોતમ તમે છો; જીવ છે દોષ સહીત; આધારણ કારણ પ્રભુ, કેહુ જે ધરી મન ચિંત. ૩ ત્યારે શ્રીજી એમ બોલીયા, સાંભળો વલ્લભરાય, નામ સમરપણ જે કરે, તેહેના પ્રાયશ્ચિત જાય. ૧૪ જીવ જંત જે કોઈ આવે, તુમારે શરણ; તે ઉપરે કરૂણા કરી, રાખીશ માહારે ચરણ. ૫ પવિત્ર કરીને સુતનું, પહેરાવું શ્રીજુગદીશ; કેશરી રંગે રંગીયું, તાર ત્રણસેહને ત્રણવીશ. ૬ મીશ્રી ભોગ ધરાવીઓ, વસ્ત્ર ધરૂં તતકાળ, કોર છેડા કરી કેશરી, ધોતી ઉપરણા સાર. ૭ સેવકને સુખ કારણે, શ્રીજીએ કીધો એમ; નામ સમરપણ આપીને, રાખ્યો વૈષ્ણવ ધરમ. ૮ આગી ગીધારીજી મંદીર પધારીઆ, એ સુખ કહ્યાં નવ જાય; હરીદાસ શોભા જોઈને, અનેક મંગળ ગાય.

---

## ધોળ ૧૦૩

ધન્ય શ્રીવલ્લભ અડેલમાં પ્રભુ વસીઆ જમુનાનાં તીરે,

ધન્ય વઈસ્નવ જન વંદે એ પદ રજને ત્રવેણી તીરે. ધન્ય જુમનાજીનો સંગમછે, હેની લેહેર રંગ તોરંગ છે; પાવન થાય સ્થાવર જંગમ છે. ધન્ય. ૨ ધન્ય પ્રયાગ વાસી નિરખીએ, ધન્ય તીરથ સાધનાં કરખીએ. ધન્ય ૩ વેણી માધવ સુખપર વારી, એની છબી નિરખી જાઉ બલીહારી; ધન્ય ધન્ય સારવ જનના સુખકારી. ધન્ય ૪ ધન્ય પ્રયાગ તીરથ રાજ્યછે, ત્રવેણી તીરે દરવાજા છે; તેતો સારે સરવનાં કાજ છે. ધન્ય. ૫ ધન્ય દશાસ્મેધ આરે જાતાં; ધન્ય નિરમળ ગંગાજી નાહાતાં; ધન્ય ધન્ય હરખે હરી ગુણ ગાતાં. ધન્ય. ૬ ધન્ય ધન્ય એ માધવટો નાહાતાં, ધન્ય નિરમળ તેહેનાં તન થાતાં; ધન્ય સેહેજે તે વઈકુંઠ જાતાં ધન્ય. ૭ ધન્ય અડોખેગ રાજે છે, ધન્ય પેલી તીરે અંગ બીરાજે છે મધ્ય ત્રવેણી ગાજે છે. ધન્ય૦ ૮ જેણે એ બેઠકને ભાગ ધરીઆ, ધન્ય ભવસાગર ફેરો ટળીઆ; ધન્ય પ્રેમ સુધારસમાં ભળીઆ. ધન્ય૦ ૯ ધન્ય જુમનાજીમાં વાસ છે, ધન્ય વલ્લભ કુળની પાસ છે; ધન્ય શોભા જોઈ હરીદાસ છે; ધન્ય શ્રીવલ્લભ અડેલમાં, પ્રભુ નગીઆં જુમનાં તીરે, ૧૦

---

## ધોળ ૧૦૪.

ઘેર આવોરે ગોપીયુંના વાહાલા, આનંદ વધારો નંદના લાલા; નાથ નથી કાંઇ નાના કાલા, તો બાલા પીજ પ્રેમનારે. ૧ આવો તો અલીંધન દીજે, પ્રેમ તણા રસ પાઈને પીજે; દાસજડાને દરસન દીજે, તો નિર્ભે કેજો નામનીરે. ૨ જન્મો જન્મના સ્યામ છો સંગી, મળે ગોપિયું એકજ રંગી; નાથ વિના નહી બીજા સંગી; તો ૨

હીએ તીભંગી ટેકમાંરે. ૩ આપ બળે ગોવરધન ધારીઓ, સુરપતી કેરો ગરવજ હરીઓ; વરજવાસીનાં કારજ સરીઆં, તો ગોકુળ રાખ્યું રેલતુંરે ૪ માડી માહારે એ વર રૂડો, જેની બીકથી કંસરાય બુઢો; ન્હાનો એ પરાક્રમ પુરો; તો ચોઢો અવિચળ ચાંદલડોરે. ૫ કુમ કુમ કેરા છડા દેવરાવો, મહીરે મોતીના ચોક પૂરાવો; તરીઆ તોરણ દ્વાર બંધાવો, તો વાહાલાને વધાવો પ્રેમશુંરે. ૬ જોશીડા તેડો જોશ જોવરાવો; ઘડીયાં લગ્ન ઠીક ઠરાવો; ખાતીલ ખુપની ચોપ કરાવો; તો તેજ જોઈ સ્વદાન દઈનેરે. ૭ તમારા પીતાજી લખ્યાં લેખે, વાહારજો એના ત્રાગ ફળ્યા તમારે; પાકે તો પોહોચે કોડ અમારા, તો કેહે માધવદાસ કરગરે હુંરે.

## ધોળ ૧૦૪

કુમરી.

મુખડાનું માંડણ મોતી. માહારાજા માહારા મુખડાનું માંડણ મોતી, મેહે જળજમુનાનાં ભરન ગઈતી; મુખડું ધોતાં ખોયું મોતી, માહારાજા માહારા મુખડાનું માંડણ મોતી. ૧ ગાગર ભર પનઘટપર મુકી, લાગી કુળ મોતી જોતી જોતી. માહારાજા. ૨ ઘર જાઉં તો મારી સાસ લડતી. નણદી આલે છે મેણાં દેતી. માહારાજા. ૩ પુરષો તમ પ્રભુ આએ અચાનક, મોતીડું દીધું છ માહારૂ ગોતી. માહારાજા માહારા મુખડાનું માંડન મોતી. ૪

## ધોળ ૧૦૬

કુમરી.

ભારેડી બાજી કાહાના તેરી બેસાબાસુરીયાં મેરાજીઅરા

ધરે નહી ધીર. ટેક. ગોકુળ બાજી બંદ્રાવન બાજી, અર જુમનાંજી કે તીરે. મેરાજીઅરા. ૧ મોર મુગટ મકરાકૃત કુડળ, સુંદીર સ્યામ શરીર. મેરા જીઅરા. ૨ પૂરષોતમ પ્રભુકી છબી નિરખીને ધન્ય મનવારૂ શરીર. મેરા જીઅરા. મીરા રહી બાજી કાહાના તેરો બેરન બાસુરીયાં મેરા જીઅરા ધરે નહી ધીર.

## ધોળ ૧૦૭

ઠુમરી.

સામરો ન જાને મેરી પીર, કનઈયા ન જાને મેરી પીર; પીર પીર પીર એસો અરરરરરર, સામરો ન જાને મારી પીર. ૧ મે દધી બેચન ગઈતી બંદ્રાબન, સામરાને એંચો મારો ચીર; ચીર ચીર ચીર જયમ ફાટો જય અરરરરરર, સામરો ન જાને મારી પીર. ૨ મેંકુ જર જુમના ભરન ગઈતી, સામરાને ડારો મોપે નીર; નીર નીર નીર છાંટો જયમ છરરરરર, સામરો ન જાને મારી પીર. ૩ બંદ્રાબનમે રાસ રચ્યો હે હરીયા હમારા જીવ; જીવ જીવ જીવ ચાહ્યા જયમ ખરરરરરર, સામરો ન જાને મારી પીર, ૪ સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ; બંસરીકા ફેંક્યો મોપે તીર, તીર તીર તીર કપી જયમ થરરરરરર, સામરો ન જાને મારી પીર. કનઈઓ ન જાને મારી પીર.

## ધોળ ૧૦૮

જીરે કારતક માસ વદી અષ્ટમી, જીરે પ્રગટ્યા શ્રી ગીરધરલાલ; આનંદ મુને અતી ઘણો. ૧ જીરે પોઢ સફળે ગાજી રહ્યું, જીરે વાજે છે રે નિશાન; આનંદ. ૨

જીરે ઘેર ઘેર હરખ વધામણાં, જીરે ઘેર ઘેર ઓછવ આજ આનંદ. ૩ જીરે મંગળ સાજ કરો માનની, વરજ નારી વધાવા જાય આનંદ. ૪ જીરે ગોકુળ ગુંડારે ઉછળે, જીરે તરીયા તોરણ ધારચ. આનંદ. ૫ જીરે દાન આપે કેસરી રાયજી, જીરે ગજરથ અશ્વને ગાય. આનંદ. ૬ જીરે ગોકુળ ગામ રળીયામણું, રળીયામણું શ્રીજમુનાતાં તીરે. આનંદ. ૭ જીરે ક્રિડા કરે ગોરધરલાલજી, જીરે રતન ગંગાજીના વીરે. આનંદ. ૮ જીરે એ પ્રભુને નવ્ય ઓળખ્યા, તેનો ફેરો પડગો સંસારે. આનંદ. ૯ જીરે એ પ્રભુને જેણે ઓળખ્યા, તેના ભાગ્ય તણો નહી પાર. આનંદ. ૧૦ જીરે આશ પુરી વાહાલે ભકતની. બલીહારી જાય માધવદાસ. આનંદ માહારે આના ઘણો.

## ધોળ ૧૦૯

શ્રી વલભ કુળ ભલે પ્રગટીયા, પ્રગટ્યા શ્રી વીઠલનાથરે દાસને મનરે આનંદ ઘણોરે વેદપુરાણે આ વાતરે. ધન્ય માતાજી શ્રી અકાજી, જેણે કર શ્રીનાથજી હુલરાવ્યારે. શુક સનકાદીક ગમ નહી, પ્રગટ્યા શ્રી પૂરૂષોતમ આવ્યારે ૨ ઘેર ઘેર ગુંડા ઉછળે, તોરણ દ્વારે સોહાયરે; પરમપનોતાં સુંદરી, હરજીને નિરખવા જાયરે. ૩ સુંદરી સરવ ટોળે મળ્યાં, મુખ જોઈ જોઈ મોહેરે. આનંદ સાગર ઉલટ્યો, ત્રીભોવન જય જયકાર હોયરે. ૪ વાજીંત્ર વાગે શોભીતા, ઘેર ઘેર ઓછવ થાયરે; દુદંભી વાગે દેવતાનાં, શુકજી શ્રી ભાગવત ગાયરે. ૫ કેશર કુમ કુમ છાંટણાં, દેવની આશિષ થાયરે; દાન આપે શ્રી વલભજી ઘણું, ઉલટ અંગ ના માયરે, ૬ ભકિત મારગ સ્થિર સ્થાપવા પરનવની કરેવા

સાહરે; આપણને અનુગ્રહે કરચો; જોગી ન જાણે એ વાતરે, ૭ ભક્તિ કરો શ્રી વીઠલજીની, બીજી ફોગટ વાત રે; એરે લીલા જે કોઈ જાણશે, તે વરજવાસીનો સાથરે. ૮ માગસર વદીને નોમી ભલી, ભલી ભલી આજુની વાત રે; શ્રી વિઠલવરરે રૂદય હુવા, પ્રગટચા શ્રી પુરણ બ્રહ્મ. ૯ ધવળ મંગળ હોય ઘણાં, આ સુખ અંગે ન માયરે; ચીરણ જીવો માહારો વાલમો, બલીહારી માધવદાસરે ૧૧ શ્રી વલભ કુળ ભલે પ્રગટીયા પ્રગટચા શ્રી વિઠલનાથરે.

## ધોળ ૧૧૦

સાંભળ સુજની વધામણી, શ્રીગોકુળપતીને દરબાર; પારવતી માતાએ સુત જનમીયા; શ્રી દ્વારકા નાથજી અવતાર, પ્રગટચા શ્રી પૂરશોતમ લાલજીરે. ૧ વાજીંત્ર વાગે સોહામણા, ગુણીજન ગાય છે ગાન; માગણ જાચક મળ્યા સહુ, તેમને આપ્યાં બહુ દાન. પ્રગટચા. ૨ ધન્ય ધન્ય વઈશાક માસનો, ધન્ય સુદી પડવાનો દીન; ધન્ય ઘડી શુભવારનો, હરખ્યાં સરવેનાં મન, પ્રગટચા. ૩ જુવતી જનરે ટોળે મળી, નવ સપ્ત સજ્યા શણગાર; ચાલો પ્રભુને વધાવાને કર ધરી મંગળ ચાર. પ્રગટચા. ૪ કંચન કળશ મુરતક સોહીએ, ગાતાં મંગળ ગીત; પ્રીતશું પાંહોચ્યાં દરબારમાં, જાણે આવ્યા રાણાજીત. પ્રગટચા. ૫ ભેટ ધરે મન ભાવતી, વળી વળી વારણે જાય; એ પ્રભુ ચરણ પરતાપથી નિજદાસ આનંદ ગુણ ગાય. પ્રગટચા શ્રી પુરશોતમ લાલજીરે.

---

## ધોળ ૧૧૧

સેનમોરી અમા શ્રીનાથજીને ખમા; ખમારે ખમા ન-

દરાવ સાંજાં; શેન૦ ગોખે ચડી નીહાલવારે, અમા૦ અ. મને આશા વાસન ગોરી, અમા૦ કેસરીઆ બાંધો સો-હીએરે, અમા૦ માગે સોહીએ પાઘ ગોરી, અમા૦ બાંહે બાંજુબંધ બેરખારે, અમા૦ કુંડળ ઝળકે છે ચાર ગોરી અમા૦ ગોરી કુંદન ઝળકે ચારગોરી, અમા૦ જુમક લટકે ચાર ગોરી, અમા૦ મીઠે લાલનકુ, અમા૦ દુલરા આણવટ પોહેરાવીએરે. અમા૦ ગળે ગુંજાકા હાર ગોરી, અમા૦ બીમનાં ઠાંગેર બેઠીયેરે. અમા૦ વરજના પ્રાણ આધાર ગોરી, અમા૦ સેન ગોરી અમાશ્રી નાથજીને ખમા.

## ધોળ ૧૧૨

નાગર નંદજીના લાલ, માહારી ચુંદડીના ચોર; ચુંદડી ચોરી વાહાલો કદમ ચડી બેઠો, સાસરીયાં સુતાપરે, દુર થકી દીઠો, નાગર ૧ કાનડ કાળા મોરલી વાળા; મકર ધારારે, આધી રાત મથુરાંથી આવ્યોરે, કંસ કારણેરે. વાલા નંદના. ૨ લાખ ટકેરી ચુંદડી, અજબ રૂડો રંગ, સાસં રે સંતાપશે મેરો બુડો થશે અંગ. વલા. નંદકુવર સ્યામ સુંદીરે, મદન મોહનલાલ; નંદકે ગીરધર જીવન મેરો નામ, વાહાલા વરજનારે મેરી ચુંદડીના ચોર. ૪

## ધોળ ૧૧૩.

શ્રી ગોકુળનાથજીના લાલરે, શ્રી પૂરસોતમ વર રંગ ર-શીઆ; વાહાલે કીધા વઈસ્નવ ન્યાલરે, જનમ જનમ મારે મન વશીઆ. ૧ એમનું નખ શીખ અદભુત રૂપરે, શ્રી પૂરશોતમ; વાહાલો શ્રી કાંકરોલીના ભુપરે, જનમો જનમ ૨ તમારાં સુંદીર નેન વિશાળરે, શ્રી પુરશોતમ; તમો તી

લક મુદ્રા ધરેચાં ભાળરે, જનમો જનમ. ૩ શ્રી મુખ છે પૂનમ ચંદ્રરે, શ્રી પૂરશોતમ; જોતાં ભાગ્યાં ભવદુખ દુરરે, જનમો જનમ. ૪ તમો શ્રી વરજભુશણના ભ્રાતરે, શ્રી પૂરશોતમ, તમો સી જમુનાંજીના તાતરે; જનમો જનમ ૫ તમો વરજેદ્રાર બેટીજીના તાતરે, શ્રી પુરશોતમ, શ્રી આશામતી વહુજીના નાથરે, જનમો જનમ. ૬ શ્રી પદમાવતી વહુજીના કંથરે, શ્રી પૂરશોતમ; સુત શ્રી ગીરધરજી ગુણવંતરે, જનમો જનમ. ૭ તમો રાજનગર સુખ આપ્યુંરે, શ્રી પુરશોતમ; મહાપતીત વાઅળ દુખ કાપ્યુંરે, શ્રી જનમો જનમ. ૮ છોટી કાંકરોલી જનમ દીન કીધારે, શ્રી પૂરશોતમ; નિજદાસને શરણે લીધારે, જનમો જનમ મારે મન વસીયારે, ૯

---

## ધોળ ૧૧૪

આ કળીમાં કારણ એક, અષ્ટાક્ષર ભારી, શ્રીવલ્લભ શ્રી મુખથી પ્રગટીઆ શક્તિ તારી, શ્રીવલભ વંશની કૃપા થકી. કર અષ્ટાંક્ષા વરણનરે, શ્રીમુખથી પ્રગટ્યો એ શ્રી વલભ; એ વેળાને કરૂ પ્રણામ, અતટાક્ષર ભારીરે. ૧ આ દૈવી જીવપર દયા વિચારી, રસ વરસાવા ભારીરે શ્રીવિઠલ પ્રભુજીએ કૃપા કરીને. ગ્રંથ પ્રગટ્યા જાણીવારી; અષ્ટાક્ષર ભારી. ૨ અષ્ટાદશ કરેપા શ્લોક પ્રગટ્યા શ્રીવલભરાજ કુમારરે; માહા ગુઃ રસ પ્રગટ કરેચા, જાણી વંશ સહિત બલીહારે- અષ્ટાક્ષરભારી. ૩ પ્રથમ શ્લોકમાં પ્રગટ બતાવ્યુ, શ્રીકૃસ્ન ચંદ્રનું રૂપરે; કૃશ્ન કૃશ્ન કૃશ્ન નેતી કરીને, સદા રસ રૂપ, અષ્ટાક્ષરભારી. ૪ આનંદને વળી પરમાનંદનું, સુખ અષ્ટાક્ષર માંહ્યરે; નિસ્યંતને વળી નિઢળ થઈને, ભજે મ

જે વરેજરાય, અષ્ટાક્ષરભારી. ૫ શ્રી માહાપ્રભુજીએ સાત ભક્તિના દાન કરયાં આમંત્રરે; માહા અઘોર કળી જીવ ઓધરવા, સાતે ભક્તિને એ જંત્ર. અષ્ટાક્ષરભારી, ૬ સાત ભક્તિનાં નામ વખાણું, શ્રવણ વળી કીરતનરે, સ્મરણને વળી શ્રવણ ભક્તિ, પાંચમી છે અરચન. અષ્ટાક્ષર ભારી. ૭ પાદસેવન વંદન વાસ તાવ, એ સરવે મળી ને સાતરે; માહા પ્રાક્રમી સાતો જાણુને, એક એક મળી વીક્ષાવ. અષ્ટાક્ષરભારી. ૮ પુકપરીક્ષીત પ્રહલાદ શૈષજી, લક્ષ્મીને પૃથુરાજરે; હનુમાન અર્દે સાતે જાણુને, એક એક ભક્તિએ કીધાં કાજ અષ્ટાક્ષરભારી. ૯ હેવા મોટાને બહુ પરાક્રષ્ટથી, પ્રાપ્ત થયું રતનરે; આ દૈવી જીવપર દયા વિચારી. અષ્ટાક્ષર ધન્ય ધન્ય અષ્ટાક્ષરભારી. ૧૦ આ સાતે માંથી એકે સાધન, આ કળીના જીવ શું કરશેરે; અષ્ટાક્ષર માહા મંત્ર જપ્યાથી ભવસાગર તે તરશે, અષ્ટાક્ષરભારી. ૧૧ જે દીવસથી શ્રીગુરૂ કૃપાથી, અષ્ટાક્ષર મળયું દાનરે; તે દીવસથી જીવન પર્યંત રૂડું રાખ્યું ધ્યાન અષ્ટાક્ષરભારી. ૧૨ શ્વાસો શ્વાસને હરતાં ફરતાં, અષ્ટાક્ષર મુખ ગાયરે; નિંદ્રા જાગ્રંગ રસ્તે ચાલતાં, અહરનિશ ચાલ્યાં જાય. અષ્ટાક્ષર ભારી ૧૩ આનંદને વળી પરમાનંદનું, સુખ મળે સુખ થયરે; માહા અલૌકીક લીલાને અનુભવ કરી લીલામાં જાય. અષ્ટાક્ષર ભારી. ૧૪ પ્રથમ શ્લોકમાં શ્રી વલ્લભ શ્રી વીઠલ, કૃપા બહુ ગુઢ કીધીરે; નિજ શ્રષ્ટિને દાન આપીને સકલ કામના શીધી, અષ્ટાક્ષર ભારી. ૧૫ બીજા શ્લોકમાં સદા સરવદા શ્રીકૃસ્ન સમરણ કરવુરે; જમના દુતનુ કાંઈ ન ચાલે. લેશ માત્ર નહી ડરવું અષ્ટાક્ષર ભારી. ૧૬ આધાર ભક્તિ અષ્ટાક્ષરની, માહા પાતક

સહુ નાસેરે; ગૌબ્રાહ્મણ સ્ત્રી બાળકની હત્યા, તે સહુ ત્રા- સે નાસે. અષ્ટાક્ષર ભારી. ૧૭ ત્રીજા શ્લોકમાં માહાત્મ જાણી, અષ્ટાક્ષર નીત જપવોરે; જમનાં દુત પડે નર્કા દ્ર ષ્ટે એવો અષ્ટાક્ષર ઓળખવો. અષ્ટાક્ષર ભારી. ૧૮ કાળ કરમ તેહને નહી બાંધે, ઉલટા અનુકુળ થાયરે; માયા મો હના આપે તેને, જેતેઅસ્ટાક્ષર નીત ગાય. અષ્ટાક્ષર ભા રી. ૧૯ અજ્ઞાનને શ્રીક્રષ્ન ભજનથી, અગણીત પાપ સહુ જાયરે; અજામેલની વાત વીચારો, માહા પાપી પાવન થા ય, અષ્ટાક્ષર ભારી. ૨૦ ચે થામાં શ્રી સહીત અષ્ટાક્ષર વરણવુ શ્રી વીઠલેશરે; નીજ શ્રુતિ ઉપર હેત વિચારી, ગુરૂ રૂપે ધ્રશના ધ્રશ. અષ્ટાક્ષર ભારી. ૨૧ નિર પક્ષ વડે નિર ધાર કરીને, પ્રગટ કર્યા માહારાજરે; પાંચમા શ્રી મુખ ક છથી, શ્રીવલ્લભે કીધાં કાજ. અષ્ટાક્ષર ભારી. ૨૨ શ્રીગી રીરાજ ધરણે ચિંતા મટાવા, માહા મંત્ર પ્રગટાયોરે; જેમ રૂઇ ઢગલો ચીનગી બાળે, તેમ જીવના દોશ મટાવા. અ ષ્ટાક્ષર ભારી. ૨૩ દ્વાપરમાં પ્રભુ પ્રગટ થઇ, પૃથ્વીનો ભાર ઉતરયો; તેમ કળીમાં આ અસ્ટાક્ષરથી, વાહાલે સક ળ સ્રુષ્ટી તારયા. અ૦ ૨૪ શ્રી વલ્લભ શ્રી વિઠલેશ ક્રપા કરીને પુષ્ટિ રસ પ્રગટાવોરે; માળા તીલક છાપ અસ્ટાક્ષર પંચાક્ષર પ્રાણ ભાખ્યા. અ૦ ૨૫ છઠા શ્લોકમાં અષ્ટાક્ષ રના, અક્ષર વરણવ્યા ત્રણરે, શ્રી ક્રષ્ન નામને સુભાગ્ય સાથે દ્રઢ કરી મનતુ પરણતા, અ૦ ૨૬ શ્રોથી અખંડ શોભાગ્યની પ્રાપ્તિ મળે અલોકીક ધન્યરે; કુશબ્દપાપ તાપ ને ટાળે અશબ્દ ફળી અન્ય સાધન. અસ્ટાક્ષર ભારો. ૨૭ સાતમાં સ્લોકમાં શરણ ત્રણ એ. અક્ષર વરણવ્યા આપરે, પ્રથમ શબ્દથી લક્ષચોરાશી. ટાળી મટવા તાપ; અ૦ ૨૮ ર

કાર શબ્દથી મહા અલૌકીક, લીલાનુ થાય જ્ઞાનરે; આણકા રથી અન્ય આશરો છુટે, દ્રઢ ભક્તિમાં રહે ધ્યાન, અ૦ આઠમાં શ્લોકમાં બે મમાએ કૃપા ગુઢ બહુ કીધરે; પ્રથ મ મે દ્રઢ પ્રીત્ય બતાવી, બીજે સાઉજન સીધી. અ૦ ૩૦ નવમા શ્લોકમાં માહાત્મ જાણી, અષ્ટાક્ષર નીત્ય ગાયરે; શ્રી જી શ્રીવલ્લભના ચરણ પરતીત, સદ્યે દ્રઢ થાય. અષ્ટાક્ષર ભારી. ૩૧ દસમા શ્લોકમાં મહા મંત્રીથી, રોગ પાપ સહુ જાયરે; રીદ્ધી સીદ્ધી સહુ ઘરમાં આવે, પરમાનંદ સુખ થાય. અષ્ટાક્ષર ભારી૦ ૩૨ એકાદ શમો આણંદને, વળી પરમાનંદ પુરણરે; સ્નેહ કરી અષ્ટાક્ષર જાપે, તેને રોગ જવરનું ચુરણ. અ૦ ભારી૦૩૩ દ્વાદશમો વળી પ્રેત ભુત, પિશાચ સરવેને શાધેરે; ચારે શત્રનો ડર નહી તેને, અષ્ટાક્ષર રાખો ઠીંગ, અ૦ ભારી. ૩૪ ત્રિયોદસમાં કૃક્રિયા કરૂપ અષ્ટાક્ષરથી ત્રાસેરે, આનંદ મુરતી શ્રી કૃસ્નચંદ્ર, નિજભક્તને રાખો પાસે. અ૦ ભારી. ૩૫ ચતુરદસમા સરવે પ્રકારનું, દુખ મટે સુખ ગાયરે. અહો રાત્ર શ્રીકૃષ્ણ ભજનથી, ઉભય લોક સુખ થાય. અ૦ ભારી. ૩૬ પંચદસમાં વલ્લભ પ્રભુને, શરણ થઈ સુખ ગાયરે; સરવ મંત્રનો રાજ શિરોમણી, ભજે સ્વર્ગ મટે વરજ થાય. અ૦ ભારી૦ ૩૭ ખટ દસમો અષ્ટાક્ષરનો, ગુપ્ત તે જપ થાયજો; મહાત્મ જાણી શ્રદ્ધાપૂરવક, ભજે તાપ કળેશ સહુ જાય. અ૦ ભારી૦ ૩૮ સનરમો સહુ શ્રષ્ટીના, ઉપર હેત કરી પ્રગટ્યારે વેદ શાસ્ત્ર પૂરાણ આદ્યનો, સાર સહુ મન ભાવે. અ૦ ભારી૦ ૩૯ અષ્ટાદસમો શ્લોક શ્રી વિઠ્ઠલ પ્રભુજીએ પૂરણ કીધોરે; અષ્ટાક્ષરમાં નિધી જાણી સકળ મનોરથ સીધો. અ૦ ભારી૦ ૪૦ એવે વાહાલે

નિજ અષ્ટીપર, દયા વિચારી ભારીરે; શ્રીગુરૂ કૃપાથી વર્ણંન કીધો, જાય દાસનો દાસ બલીહારી. અષ્ટાક્ષર ભારી. ૪૧

---

## ધોળ ૧૧૫

ચાલો જળ જુમનાંરે નાહાવા, ગીરધર આવશે ગાયો પાવા૦ ૧ ગોવાળની મંડળીરે લઈને, વાહાલો મારો નાચે તાતા થેઈરે૦ ૨ સુખની શી કહુંરે સુજની, વાત કાંઈ વરણવી ન જાય વરજની ૩ વરજ વરણાવામાંરે ન આવે, એ સુખ અનુભવીયાથી ન આવે૦ ૪ અનુભવમાં છેરે એને, એ ક્યાંહાંથી જેને તેને૦ ૫ એ સુખ પાંડવારે હો પસે, એ સુખ અરજુનને અભિલાશે૦ ૬ દાસ વલભનારે સ્વામી, વાહાલા મારોછે અંતરજામી; ચાલો જળ જુમનાંરે નાહાવા૦ ૭

---

## ધોળ ૧૧૬

હરી તને પ્રસ્ન તે ક્યમ થાશે તારા દીલનું કપટ ન જાય, પ્રભુ તને પ્રસ્ન તે કેમ થાશે ટેક. બે પખશાની ગુરૂ શેવા બતાવે ત્યારે ત્યાં ગણગણતું શું બોલે, ઘરના સ્ત્રી જ્યારે માગે ઘરાણું; ત્યારે હરષ મગન થઈ ડોલે, હરી૦ ૧ હરીના ભક્તને લુખ્ખુ સુક્કુ વેઠ વળગી હોય જાણે, સગા સંબંધી જ્યારે પરૂણા આવે; ત્યારે મિષ્ટાન પીરસે પરાણે, હરિ૦ ૨ એકાદશી ઉછવ જાગ્રણમાં, ત્યા તને નિંદ્રા લાગે; ભાંડ ભવઈયા નૃત્ય નારી સગ, આખી રાત તું જાગે. હરિ૦ ૩ હરીની શેવા કરતી વેળા કાયા તારી કંપે, ગંજીફો સોગટાં રમતાં; આખો દીવશ ના જંપે હરિ૦ ૪ હરીનું ચંદન ઘસતી વેળા, શ્રમે શરીર બગડે; કુંડી કતકુ

મરી મશાલા, ભેળી ભાવે ભાંગ રગડે, હરી૦ ૫ ઓટાં મોતી કાય કીડીઆં ભગવત ભુષણું ઘાલે, સોનું, રૂપૂ મણી મુકતાફળ; ઘરની સ્ત્રીને નવ ચાલે, હરી૦ ૬ આ કરવું આ ના કરવું, એમ સહુને શિક્ષા દેછે; કહ્યા પ્રમાણે કયું કરતા નથી, અનુચિત કરમ કરેછે, હરી૦ ૭ જગત દેખતાં જપને બેસે બાકી નવ નાહાય ખાવા, ગળુ કાપતાં થાય ગરગળો; એ વૈસ્તવ વાહાલા, હરી૦ ૮ ભજન હરી નામ રટણમાં અતી આળસ તારે, કડાચાં કુટણ પરનિંધાનાં આખો દીવસ ન હારે, હરી૦ ૯ અંતરના ગત્ય કોય ન જાણે જાણે અંતરજામી, સાચા સબંધા સામળિયો; દાસ દયાનો સ્વામી, હરી૦ ૧૦

---

## ધોળ ૧૧૭

વરજ ચોરાશી કોસની વન યાત્રાની પરીક્રમા

દયારામ કૃતમાં લખી છે.

જીરે પ્રથમ પ્રમાણુ શ્રી વિઠલ નાથ, એમના શેવક જનનો મળીઓ સાથ. ૧ ચાલો ચાલોરે વૈસ્નવ વરજમાં જઇએ, શ્રી ગીરધારીજી નિરખી ઘણીઆતા થઇએ. ૨ પેહેલા શ્રી જુમનાંજી વિશ્રામ ઘાટ નાહીએ; પરિક્રમા કરતાં હરીના ગુણ ગાઇએ. ૩ સરવે ભગવદી મળી મધુવન જઇએ, તાલ વન કમોદ વન જઇ નાહીએ. ૪ સતુવાશ ભંસરીને બોહોળાં વન, ત્યાંહાં તો શ્રી કુંડ નાહી થઇએ પાવન. ૫ નાહાઇએ રાધા કરન કુંડ પ્રભુને ભજીએ, શ્રી વલભ શ્રી વિઠલની બેઠકે નમીએ. ૬ નારદ કુંડને કુસ ચોખરજે, શ્રી પ્રભુનુ ભજન મનશું કરજે. ૭ જીરે ગ્વા

 લ પોખર નાહીએ તેહ, શ્રી ગીરધારીજીની તળેટીમાં લા-
ટીએ દેહ. ૮ ગીરી ધરણ ધીરજ મંદીર જોવાં, ત્યાંહાંતો
જન્મ મરણનાં દુખ્ખ ખોવાં. ૯ નાહીએ માનસી ગંગાને
ભ્રમ કુંડનાં સ્નાન, માહા પ્રભુની બેઠકે કરીએ પરણામ.
૧૦ દાન ઘાટીથી બીજાશ્રુ જાવુ, ત્યાંતો ચક્ર તીરથ માહાટું
નાહાવું. ૧૧ પાપમોચન રણમોચન વદન, લીલાનાં સ્થળ
તેતો નંદ નંદન. ૧૨ ચંદ કુપ સરોવર બટ સુખ, મા-
હા પ્રભુની બેઠકે થઇએ અનુકુળ. ૧૩ શંકર ખત કુંડ
ગાંદ્રવ કુંડમાં નાહીએ, ગોવીંદ કુંડ નાહી કીરતારથ થઈ
એ. ૧૪ માહા પ્રભુ બેઠકે ત્યાં ભોગ ધરીએ, હેતે મળી
હરી કીર્તન કરીએ. ૧૫ જીરે અપછરા કુંડને પૂછ રીજે,
જીણી શીળાન લાગ ઉટે રાણીજે. ૧૬ હરી હાથી ગાયો
નાં પગલાં, એક મુગટ શીળાનાં દરશન કરવાં. ૧૭ શામ
ઢોક બેઠક શ્રીજીની. એક ગફા ગોવીંદ સ્વામીની. ૧૮
બાધ બાંધણે સીધુરી શીળારે ભળી, હરજી પોખર સુર
કુંડ ચરણે રુદ્ર કુંડળી. ૧૯ શળા દ ડવરતીને નમાવ્યાં શીશ
શ્રી ગોવરધન સ્થળની શોભા અતીશ. ૨૦ પૂજણી શીળાને
ભોગ ધરવા, નિત્ય આવે લોક બહુ દરશન કરવા. ૨૧
ગુલાલ કુંડ ગંઢોડી પરમ દરનાં વાણ, જીરે અલકનંદાને
બદરીનારાયણ. ૨૨ કદમખંડીને ઈંદ્રાણી કામ વન, નાહી
એ પ્રેમ કુંડ વિમળકુંડ નિરમળ વન. ૨૩ બીજા કુંડ ઘણે-
રા છે ત્યાંહાં, આંખ મીચામણીની ગુફા ત્યાંહાં ૨૪ ચરણ
પાહાડીને ધસ સીલા, ભોજન ઠારીને ભોગ કટોરા ભલા
૨૫ જીરે ગફા એક વચ્છાશુરની, સુરભી કુંડે બેઠક વર
વલભની. ૨૬ સોનેરી કદમ બડી ધામ, ત્યાંતો ચીત્ર-
મણી સલાને ચીત્ર સમાન ૨૭ તેતો દેહ કુંડ નાહાવું

ઉચે ગામ, ત્યાંતો દરશન કરવાં રેવતીને બળરામ ૨૮ ભાનુક્ષેત્રને બરેસાના ગામ, ત્યાંહાંતો રાજ કરે રૂડા ભ્રખુ ભાન, ૨૯ શ્રી રાધકાની સંગે અસ્ટ સખીઓ જાણ, જીરે સાંકડી ખોહ ને ધાંટી દાણ. ૩૦ જીરે દાન ઘટ માનઘટ ના ઘટમન, જીરે દાણી કુંડ રત્ન કુંડને ઘેબર વન. ૩૧ માહા પ્રભુની બેઠક મોર, જીરે નોઆરો ચોઆરી ભાનુનું વન. ૩૨ પીરી પોખર સંકેત બટમુખ, બીચલા કારન કું ડને રૂશિ કુંડ. ૩૩ નંદ ગામને નંદજશોદા માત, શ્રી ક્રશ્નની સાથે વલભજીરે ભ્રાત. ૩૪ સુરેજ કુંડ મધુવન કુંડ સઘળા, આવું જોઈને મન થયું વિમળા. ૩૫ ચરણ પાહાડી ચરણ અંકુશ શીલ્ના દરશન કરીને ગાવી લીલા. ૩૬ દધી ગામ શ્રીકુંડને કોટીપવન, ક્ષીર સાગર સગેસાઈને ઈલવન. ૩૭ શ્રી જુમનાજી કીધાં શ્રી બળરામ, અબે બટ કાત્યાયની વ્રતના ઠામ. ૩૮ ગોપી ઘાટ ઘાટ ચીર હરવાનાં, જીરે નંદ ઘાટ ઊતરવાનાં. ૩૯ ભાંડવન જાઉ ના ઊની વાટે. ભાંડીર કુવોને બટખીજોરી ઘાટે. ૪૦ વેલ વનમે માન સરોવર સુખ ધામ, મહાકાસીલ્ના પીપરોલીને માટ પાન. ૪૧ લોતનરોવન પ્રગટ્યાં રાધા, માહાવન બ્રહ્માનું ચાટ માટી ખાતા. ૪૨ શ્રી ગોકુળ મંદીર પ્રભુના સાત ત્યાંહાંતો રમાણ સ્થળની સો કહુ વાત. ૪૩ શ્રી માહા પ્રભુ ની બેઠક છે જ્યાંહ, જીરે બ્રહ્મસબંધની આગ્ના ત્યાંહ; ૪૪ પેહેલાં છોકર ઠુકરાણી ઘાટ નાહીએ, ગોપ કુવા ના દી બળદેવ જઈએ. ૪૫ પછે વંદ્રાવન બનશીબટ જેહ, પરીક્રમાના સ્થળ આવ્યાં તેહ. ૪૬ જીરે મથુરાં જન્મ ભુ મી વીશ્રામ, જીરે સ્થળ સઘળાં જોવાની હામ. ૪૭ ચોરાશી કોશની પરીક્રમા કરી, સરવે ભગવદી મળી ગુણ

ગાઓ હરી. ૪૮ જે કોઈ પાઠ ભણેને નિત્યે ગાય, તે હેને વનયાત્ર ફળ અધીકજ થાય, ૪૯ એ કોઈ પાઠ કરે નીત્યે નેમ તેહેને હરીશુ બાઢે અતી ઘણો પ્રેમ ૫૦ જીરે વંન ઊપવન કીધો કરી જોડ, શ્રી વરજભુશણજીએ પૂરચા કોડ. ૫૧ જીરે હરીગુણ ગાએ વલ્લભદાસ, તેહેના મન તણાંતો પૂર્ણજો આશ. ૫૨ જીરે પ્રથમ પ્રણામ શ્રી વિઠલનાથ.

હું શુ જાણું જે વાહલે મુજમાં શું દીઠું. વારે વારે સામુ ભાળે મુખ લાગે મીઠું, હુ શું જાણું જે વાહાલે મુજમાં શું દીઠુ. ૧ જળ ભરવા જાઉ ત્યારે પૂંઠળ પૂંઠળ આવે, વગર બોલાવ્યો વાહાલો બેડલુ ચડાવે. હું શું૦ ૨ વઢુ ને તરછોડુ તોએ રીસ ના લાવે, કોય મીસે, માહારે ઘેર આવીને બોલાવે. હું શું૦ ૩ એકલી જાણીને વાહાલો પાવલે લાગે, રંગ થઈ વાહાલો કંઈ કંઈ માગે. હું શું૦ ૪ મને જાતી જાણી વાહાલો દોડયો આવે દોટે પોતાની માળા લઈ પહેરાવે માહારી કોટે. હું શું૦ ૫ મને જાતાં જાણી આગળ આવી રોકે, દયાનો પ્રીતમ એહેની કેડલો ના મુકે. હું શું જાણું વાહાલે મુજમાં શું દીઠુ.

## ધોળ ૧૧૮

શ્રી ગોકુળીયું મુકીને કંઈ જઈએ નહી, ટેક. વાસો વસીએ ચરણ કમળની છાંય જો; શ્રી જુમનાંજીનાં સુંદીર ત્રઠ રળીઆમણાં; જ્યાંહાં માહારા વાહાલાજીના પરમ રમણ સુખ ધામ જો. શ્રી ગોકુળીયું૦ ૧ જસોદા ઘાટે આનંદ સાગર ઉલટયો, સુખ સામર માજીની લે ભકત સમાન જો; શ્રી ઠકરાણી ઘાટે સુંદર બેઠક શોભીતી, સદા બીરાજે શ્રી વલભ પ્રાણ આધાર જો. શ્રી ગોકુળીયું૦ ૨

શ્રી ગોકુળીઆની વૃક્ષ લતા સહુ નમી રહ્યાં, ચરણ પરસ વા શ્રી ગોકુળ અષ્ટ ગાથાનજો; શ્રી ગીરી ગોવરધન રત્ન ખચીત સોહીએ ઘણાં, આદ્ય વંદ્રાવન નિત્ય રમણનું ધામ જો શ્રી ગોકુળીયુંo ૩ આનંદ મંગળ મારગ સિંધુ ઉલટયો, કુંજની કુંજમાં બેસે શ્રી નંદકુમાર જો; આ નરણે શ્રી ગોકુળીયું નિરખ્યું સહી; આ નરણાંના ભાગ્ય તણો નહી પાર જો. શ્રી ગોકુળીયુંo ૪ શ્રી વલભજી પાટે પ્રીતમજી બેસે ઘણા; આનંદ ગલીમાં ભીડ તણો નહી પાર જો; રંગીલા ગલી શ્રી ગોકુળપતી મંદીર જાતાં ત્યાં કંઈ વાહાલો વળી લેછે દાન જો. શ્રી ગોકુળીયુંo ૫ જગ મોહનમાં બેઠક સુશોભીતી, મનોરથ પુરે શ્રી ગોકુળનાથ જો રમણ રેતીમાં રાસ મંડળ રચના કરી, હરખી નીરખી જન્મકૃતારથ થઈએ જો. શ્રી ગોકુળીયુંo ૬ ભેઠ પેહેરામણી ભાવ સહીત સહુકો કરે, વૈશ્નવ કહે અમને આપો વરજમાં વાસ જો; શ્રી જુમનાંજી ઘેરાં નીર અતી શોભીતાં, એવી રીતે કે છે શ્રી વલભદાસ જો; શ્રી ગોકુળીયું મુકીને કંઈ જઈએ નહી.

## ધોળ ૧૧૯

વારી વારી શ્રી ગોકુળનાથ, તમારા લટકાને; ટેક. લટકે શ્રી ગોકુળ ગામ વસાવ્યુંને મોહોટા મંદીરનું રાજ્યરે; સહુ શીશને ચરણે રાખ્યા, ચઉદ ભોવનના નાથ, દરશન જઈએરે. વારી વારીo ૧ પીળાં પીતાંબર પરવટવાળી, હોડચાં ઉપરણાં સારરે; કેસરી કેરાં તીલક બીરાજે, શીરપર કેસરી પાગ; દરસન જઈએરે. વારી વારી. ૨ કંઠે સોહીએ ડુગડુગી, ને હીરા કડી અતી સારીરે; કંઠે મા-

તનકી માળા બીરાજે, કુંડળ ઝળકે કાન દરસન જાઈએરે, વારી વારી. ૩ સુંદર સારાં કડાં બીરાજે, ને પોંહોંચી રત્ન જડાવરે; બાંહે બાજુબંધ ફરખા બીરાજે, એવા વાહાલાને શણગારે; દરસન જાઈએરે, વારી વારી. એવા ૪, મદન મોહનજી આપે બીરાજે, બડાં વઈશ્નવનાં ભાગ્ય, દરસન જાઈએરે, વારી વારી. ૫ સાતે સ્વરૂપ શ્રી ગોકુળમાં બીરાજે, સામા વિઠલનાથના લાલ; દરસન જાઈએરે. વારી વારી ૬ ગોકુળનાથજીને પારવતી વહુજી નિત નવી આરતી પુંરે, લટકે શ્રી ગોકુળનાથ આરતી ઉતારે; શેવકને સુખ આપે, દરશન જાઈએરે; વારી વારી શ્રી ગોકુળનાથ તમારા લટકાને. ૭

## ધોળ ૧૨૧

પ્રગટચા પુરૂષોતમ લાલરે. સાંભળ મારી શાહેલી; વાહાલા છે આનંદકારીરે. વાત કરે હરી હરી. ૧ હેવા વઈશ્નવ જનનાં જુથરે, નિરખું છું નઈણાં ભરી; એવા પુરૂસોતમ પાતળીઆરે, લીધુ છે શરવસ હરી. ૨ એવા ચતુર શીરોમણ જાણરે, સાન કરી સમજાવે છે. રસીઓ છે રસનો ભોગીરે, પ્રેમ પ્રિત ઉપજાવે છે; ૩ પેલા દુરીજની આના દીલમાં દાઝ ઘણેરી આવે છે; તમારૂં શ્રીમુખ જોવા આવતાંરે. વરહે ઘણી સંતાપે છે. ૪ ઘરમાં તો નથી ગમતાંરે, આંગણીએ નથી રેહેવાતા; વાહાલા તમ વિના માહારાજરે, અળગાં નથી રેહેવાતાં; ૫ મારા કામણગારા કાનરે, વારે વરે શું કહીએ; મારૂ અબળાનુ શું જોરરે, રૂદન કરી થાકી રેહીએ. ૬ મળકરડે મોહ પામીછુરે, અંગે

આતુરતા ટળે, મને બીજુ નાવે નજરેરે, સાંભળ માહારી સાહેલી. ૭ સંહીઆરરે સંદેસો કેહેજોરે; વિનતિ માહારા વાહાલાની; સહીઅર સમજાવી કેહેજોરે, શ્રી ગોકુળનાથજી ના લાલાને. ૮ પ્રભુ દયાના માહારા દયાળરે, કાંકરોલી ના છો વાશી; પ્રભુ પ્રિત કરી પધારોરે, ચરણ કમળનીછુ દાસી. ૯ પ્રગટ્યા પૂરૂષોતમ લાલરે, સાંભળ માહારી સાહેલી.

---

## ધોળ ૧૨૨

લાલ તમારો લટકો જોઈ મને ચટકી લાગી પ્રેમ તણી શ્રીદાઉદજી તમારો લટકો જોઈ મને ચટકી લાગી પ્રેમતણી ટેક લટપટી પાઘ કેસરીઆ વાઘા, જડાવ તીલકની શોભા બની; લાલ૦ દાઉદ. ૧ રેસીક કુંડળ લોલક લળકે, જડાવ જડ્યાંરે મહી હીરા મણી; લાલ૦ દાઉદ. ૨ બાંહે બાજુ બંધ બેરખા સોહીએ, જડાવ પોંહોંચીની શોભા ઘણી; લાલ૦ દાઉદ, ૩ ઇત ગોકુળ ઉત મથુરાં નગરી, બીચ જુ-મનાંજી નીર વહે; લાલ૦ દાઉદ. ૪ વંદ્રાવનમાં રાસ ર-ચ્યોહે, સંહસ્ત્ર ગોપીને વચે ગીરધારી; લાલ૦ દાઉદ. ૫ વંદ્રાવનની કુંજગલનમાં, જુગ જુગ જુગ રહીઓ એ જોડી; લાલ૦ દાઉદ. ૬ જુમનાંજીની નીરે તીરે ધેન ચ-રાવે વાહાલો, બંસી બજાવે વાહાલો કદંગ ચડી; લાલ૦ દા-ઉદ. ૭ સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, રંભ તણા માહા-રાજ ઘણી; લાલ તમારો લટકો જોઈ; મને ચટકી લાગી પ્રેમ તણી. ૮

---

## ધોળ ૧૨૩

આલો આલો કાળીંદ્રીને કાંઠડે, ગીરધારી આરે ગાયો. શ્રી નાથજીને નિરખીએ. ૧ હરીના શીર ફુલની શોભા ઘ-ણી, એમને છોગલડે શણુગાર. શ્રીનાથજી. ૨ હરીને ભાલ તીલક સોહીએ કેસરી, એમના ખીટીઆળા છે કેશ, શ્રી નાથજી. ૩ હરીને બોલ સદા રસ મીઠડાં, એમની આંખ-લડી અમરીત. શ્રીનાથજી, ૪ હરીને કાંને કરણફુલ શો-ભીતાં, એમનાં કુંડળ રત્ન જડાવ, શ્રી નાથજી. ૫ હરીને હડપચીએ હીરલા ઝગમગે, એમના તેજ તણો નહી પાર શ્રીનાથજી. ૬ હરીને કંઠે તે માળા શોભીતી, એમને ઉરગજ મોતીના હાર, શ્રીનાથજી, ૭ હરીને બાંહે બાજુ બંધ બેરખાં, એમની પોંહોંચી છે રત્ન જડાવ. શ્રીનાથ જી. ૮ હરીને પીળાં પીતાંબર શોભતાં, વાહાલે ઓઢ્યાં ઉપરણા સાર. શ્રીનાથજી. ૯ હરીને કેહેડે સોહીએ કટી મેખળા, એમને ઝાંઝરનો ઝમકાર. શ્રીનાથજી. ૧૦ હરી ને ચરણે આખડી શોભતી, એમનો ચતુરાઈની ચાલ. શ્રી નાથજી ૧૧ હરીને હાથે સોઈએ લાલ લાકડી, એતો ધેનું ચરાવાને જાય. શ્રી નાથજી, ૧૨ હરીને સંગે તે સરખા ગોવાળીયા, તાંહાં વાહાલો મધુરીસી મોરલી વાય, શ્રી નાથજી. ૧૩ વાહાલો તે શ્રી વંદ્રાવનની કુંજમાં, ત્યાંહાં ઊભે શ્રી નંદકુમાર. શ્રીનાથજી. ૧૪ એ સ્વરૂપની શોભા જોઈને, બલીહારી જાય માધવદાસ. શ્રીનાથજીને નિરખી એ. ૧૫ આલો આલો કાળીંદ્રીને કાંઠડે; ગીરધારી આરે. ગાઓ. ૨.

---

# ધોળ ૧૨૪

## અથશ્રી ગોસાંઈજીનો વિવાહ એજ,

શ્રી ગોવરધનધારીજી, વારી શ્રી મુખપર જાઉજી; કૃ. પારે કૃપા પ્રભુજી તમે, શ્રી વીઠલ વિવાહ તે ગાઉજી. ૧ એરે વિવાહ વિસ્તારતાં, જે મુખ કાંઇએ કેહેવાયજી; એમ કરતાં કાંઈ હેતથી, દાસજનડાને સુખ થાયજી ૨ એવા કૃપાળ કૃપાનાથજી; કૃપા કરી એમ તણુ જાણીજી; આપણી આરત જાણીને, એ વાત ચીતડામાં આણીજી, ૩ હરખ્યાં તે હરીવંશ અતી ઘણું, માગ્યું તે અમતણું દીજેજી; વેહેલા થાઓરે વિવાહ કરો, વેદ પુરાણે એ થાપ્યુંજી. ૪ આપણી ઈછાએ ઓચર્યા, શીખ હરીવંશને દીધીજી; જાણ કરો સહુ ન્યાતમાં, વાત વિવાહ તણી કીધીજી. ૫ ઘણારે ઘણી ઘેર આવજો, એરે વિવાહ તણી વાતજી; પરમ પનોતુ છે એ કુળ, પનાતી છે કન્યાની માડીજી. ૬ પીતાંરે પનોતો છે જેહનો, જેણે લીધી માહા મોટી પેરજી; પ્રગટ્યા પૂરશોતમ વાયજી, આદર આવશે ઘેરજી, ૭ કુમ કુમ છડા દેવરાવીયા, મોતીના ચોક પુરાવ્યાજી; પાટ ઢાળોરે પ્રકાશશું, સોહાશણુ ગાવાને આવેજી ૮ એ રીતે ગીત ગાઈશુ, પનોતો ભલોરે વેહવાઈજી: તારૂ તે પૂન્ય છે અતી ઘણું, પામ્યા તે શ્રી વીઠલવર જમાઈજી. સકળ શાસ્ત્રની રીતશુ, નિત્ય તે ભલી પેરે થાયજી; વિવાહ ભલોરે શ્રી વિઠલવરનો, માધવદાસ બલીહારીજી૧૦

---

# ધોળ ૧૨૫

પદ, ૧ લું.

વિવાહ મળીઓ શ્રવણ શુણીઓ, હુવો જયજયકાર; આનંદ વાધ્યો અતી ઘણો, મન ફુળનો નહી પાર૦ ૧ ઘેર આવ્યા ભલે ભાવ્યા, સગાં સહુ સહુ વાત, આપણ અતી બડભાગીઆાં; આનંદ અતી ઘણો ગાત૦ ૨ વહુજીઅ વરજનાથજીને, પુછી પુછી પ્રણી ગાત; આચારજ બાલાવીએ, હઇડે હરખ અપાર૦ ૩ તમારી પ્રીત જોઈ જોઇ, મેં જાણ્યું મનમાં એમ; વિજોગ તમો ક્રમળ હાથ, આવડું જાણ્યું કેમ૦ ૪ મુએ બોલ્યાં અજ્ઞાનેણી, વાણી વેદ તે સત્ય; ગુરૂજી તમોછો અતી ભલેરા, પ્રાણનાથ સુરત૦ ૫ એજ માગુ માવડી, મુને આપી મુકો આજ; માયા કરજો મુજને, જેમ સરે અમારાં કાજ૦ ૬ ગુરૂજી શું ગોઠ પુછી, તતો પ્રભુજીના પેર: સમાધાન કીધાં ભલાં, પછી વિપ્ર વાળીઆ ઘેર૦ ૭ વાત જાણી ચિત આણી, માનની મનમાંહ્ય; વિવાહ આદર અતી ઘણો, શ્રીનાથજીસે જેહ૦ ૮ એક હમારી વિનતી, તમો આવી પધારજો નાથ; માધવદાસ બલીહારડે હાવે, શ્રીજ સ્થાપો સરવ સાથ૦ ૯

---

# ધોળ ૧૨૬.

પદ ૨ જું.

પનોતીયે દીધીછે આશિષજી, વિવાહ તે કીધો આશ્વિન માસજી૦ ૧ હુંએ તમને પુછુછું ગીરધરજી, જેહ પૂછું ગો-

વીદ જુવો વરજી૦ ૨ જોશીડા તેડાવો માહારાજજી, એમ કીજે શેવકજનનાં કાજ૦ ૩ જોશીડો ઉતાવળો આવેજી, જોતીષ સઘળે ડોલાવેજી૦ ૪ આવીને દંડવત કીધોજી, હસ્તકમળ શીરપર દીધોજી૦ ૫ જોશીએ વિચાર્યુંછે મનજી, જોશી ભણેલો ધન્ય ધન્યજી૦ ૬ જોશીયે જોયુંછે વિચારીજી, પૂછેછે સઘળીરી નારીજી૦ ૭ જોશીયે જોયું એરૂડુંજી, નથી કાંઈ આણે માસે કુડુંજી૦ ૮ સંવત સોળરૂડા વીસજી, વૈશાક સુદી રૂડાછે આજજી૦ ૯ લગન મોકલ્યુંછે મન રળીજી, માધવદાસ બલજાયે વળી વળીજી૦ ૧૦

---

## ધોળ ૧૨૭

### પદ ૩ જું.

લગન મોકલ્યું છે શ્રી વિઠલનાથજી, રૂડો શ્રી વલભજીનો સાથજી; કૃપા કરી પ્રભુ તમો તણી, કૃપાનાથ મોહોટા માહારાજજી, એમ કીજે દાસજનડાનાં કાજજી૦ ૧ હરખે તે સુરીનર રાજીઆ. માંડવે ગાંધરવ નાચેજી; માંડવે આદર ઝાઝોજી, દુંદભી મધુરી વાજેજી૦ ૨ માંડવે અહેલ રચાયજી, વસ્ત્ર અમુલખ રચાયજી; માંડવે અતી ઘણો મર્મજી, એ સર્વ વિયોગત કર્મજી. બેહુ પાસે ગોવીંદજીની નારીજી, માધવદાસ શ્રી મુખપર વારીજી૦ ૩

---

## ધોળ ૧૨૮

### પદ ૪ થું.

વેહેલા થાઓ વરજનાથ, કાજ સહુ મોહોટેરાં કીજેજી; એણીપેર કારજ કીજેજી, પ્રભુ બોલ્યા વાણી એ સત્યજી.

૧ સમરથ સહીત જદુનાથજી, ક્રોડ તેત્રીસે ત્યાંહાં જોય-
જી; કુળ ધરમ કરમ સઘળું કરયું, પ્રભુજીએ જાણ્યું એ
મનજી૦ ૨ નવલ તે જોબન નાથજી, ચઢીઆ તે શ્રીવછભ
સુત ધન્ય ધન્યજી; સમીરે સાંજનો સમો થયો, ધાડકા
ભલુ રૂડું ગામજી૦ ૩ પુરે ભલી ધુરગાવતી, સુતી આવી
સંતી એ નાથજી; ખાંત કરી ઘણી રાણીએ, વાણીએ
હરીરસ ગાયેજી૦ આદર અતી ઘણો કુમજી, તોરણ આ
વ્યો છે અસ્વજી; નવલ કીશોર તોરણ ચઢચા, જીવો વર
મોહન સેસ્વજી૦ ૫ કંદ્રપ કોટી સ્વરૂપજી, ભુતળ ભલી પેર
ભાખ્યાજી; જાણ કરો વહુજીને ઘેર, કોટી બ્રહ્માંડ આવ્યા
જી૦ ૬ વહુજીએ વાત સહીને કહી, ના કહીં કોણે પેરજી;
અણચિંતવ્યારે ઉતાવળા, પ્રભુજીએ પધાર્યા છે ઘેરજી.૭
વચન સમરથ અન્યો અન્ય, મન જાણી ને એમ કીજે-
જી; વસ્ત્ર અન્યો અન્ય અમુલખ, નિત્ય તે નવરંગી લી-
ધાજી૦ ૮ આભ્રણ તે અતી શોભીતાં, આભરણ અંગે છે
મોતીજી; ખાય બીચ ચીત્ર અમુલખ, સખી ઘણી ઘણી
પેર જોતીજી૦ ૯ નાગ નાગોદર ગુમણ. લીલાવટી તીલક
તે સોયજી; નાકે ફુલી નથ વેસર, હઈડે હરખ તે અતુ
લ્યજી૦ ૧૦ સખી તણો સ્નેહ, અબળા તે એણી પેરે બો-
લ્યાંજી; ઘર સહે જાણ શ્રી વિઠલ વરમો, ત્રેલોક નહી કો
તોલજી૦ ૧૧ તમો એતે એમ જાણજો, કહી લહી વાત
એ રૂડીજી; પાયલ નેપૂર વાજીઆં, પાવડીએ જડીઓ છે
ચુનીજી૦ ૧૨ કાને તે ઝાલ ઝબુકતી; ગાલે તે કોટી પ્ર-
કાશજી, નેત્ર અંજન મૃગાનેનજી, સજ થઈ નિરખી હયો
વરજી૦ ૧૩ માંહોમાંહે સહુ એમ કહે, સખી સહુ શોભીતા

સાથજી; માનનીયે મનમાં જાણીયું. એ આવે સુંદીર નાથજી૦ ૧૪ ત્યાંહાં થકી ચઢયા સુણી નાથજી, કામ તે આવડું શું વ'જી; એટલે આવી વધામણી, સોહાવાની તોરણ ટોડેજી૦ ૧૫ શ્રી વિઠલનાથજી આવીઆ, ભાવીઆ ભલી પેરે કાંહાંનજી; પૂસ્પ વૃષ્ટિ કરે દેવતા, જોગીએ મુકયાં છે ધ્યાનજી૦ ૧૬ ગ્યાન કરે સરવે અનંગ, બેઠી ચકડોળની પાંતીજી; અસ્વ અસ્વા કહું કેટલા, ના લહું ઘોડલે જીન લીલાજી૦ ૧૭ શ્રી વિઠલનાથજી, પેહેરયાં પીતાંબર પીળાંજી કનકમે પાટ ઢળાવીએ, ઓઢયાં પીતાંબર લીલાંજી૦ ૧૮ ગોવીંદજીએ વહુને કહ્યું, એ સહુનાં અહિંયાં તે તેડયાંજી; માધવદાસ જાય બલીહારડે, બાંતે સહુ સાથછે કેડેજી. ૧૯

---

## ધોળ ૧૨૯

### પદ ૫ મું.

આવો પનોતી પ્રધાનેણી, બહુ ગુણવંતી નાર; આવો સોહાસણ સુંદરી, સોહાગી ઉભાછે બાહાર૦ ૧ એક લેઇ મોતીની થાળ ભરીને, બીજી લે પૂસ્પની છાબ; ત્રીજીએ તોરણ આવીયાં, ચોથીએ ચંદન લાવ૦ ૨ એણીપેરે આનંદ ઉલટયો, ચાલે ચંદ્રાવળીને સાથ; ગજ ગતી ચાલે હરખે ભરયાં, ઉલટ અંગ ન માય૦ ૩ પ્રભુજીને ઉલટ જાણાવી- તેને આપ્યો ઉર કેરો હાર; જ્યરે દીઠા શ્રી વિઠલ વરને, જાણે છુટી ચાલ્યા ગજરાજ૦ ૪ ભેર ભુંગળ તાળ મરદંગશું ગાયે, શ્રી વિઠલજીનો દાસ; પ્રેમ શબ્દ વાજે ઘણા, થાય નફેરીના નાદ૦ ૫ આવ્યાં સુંદરી સોહામણાં, માંડવે હુવો જય જયકાર; શ્રી વિઠલનાથ પધારીઆ, જોવા તે-

ત્રીસ ક્રોડ૦ ૬ પદ્મની પ્રેમ કરે ઘણાં, સંગીઆં તે વહુનાં કાજ; ભકત તણાં મન ફુલીઆં, શ્રી વિઠલ સુખની રાસ. ૭ પોંખીને પધરાવીઆ, આવીઓ સુંદર જોડ; વેદ ધુની ત્યાં હોય ઘણી, દેવ વેમાન ચડી જાય૦ ૮ શ્રી પૂરષોતમ જી પધારીઆ, મારે મોટી લાજ; માધવદાસ બલીહારરે, સંગીઆં વૈશ્નવનાં કાજ૦ ૯

## ધોળ ૧૩૦

પદ ૬.

પ્રભુજીને પાટે તે પધરાવોજી, વહુજીને જોઈ જોઈ તન મન વારેજી. ૧ વર કન્યાજીનો આવેજી; કન્યાજીને વેગે તે પધરાવેજી ૨ સંભઇયાજી સંભઇયાજી સંભઇયાજી, વીલમ ન કીજે એકુ મધ્યાજી. ૩ ત્રીલોકનાથજી તેડે જી, આવું એમ કીજીએ જોડજી. ૪ પરમ પનોતીજી આ- વ્યાંજી, માંહ્યરામાં રૂડેલાં બાવાંજી. ૫ વહુજીએ જાણ્યું એ ચિતજી, પૂરષોતમ પામી તે સત્યજી. ૬ શેવા સુખ દઈ કેહેવાયજી, શેવક સુખ દેવ દેખાડજી. ૭ માંહ્યરામાં શી શી પેર હોયજી. ૮ શાસ્ત્ર મરજાદા સહુ હોયજી, ૯ વેહેલા આઓ વરગાળા પેહેરાવોજી. માધવદાસ બલીહાર કરે જોડી૧૦

## ધોળ ૧૩૧

પદ ૭ મુ.

શ્રીરાગજીની ચોરીએ આવ્યાજી, સહીયર વહુજીને કાહા- વોજી. ૧ બાઈ તમે એટલું ત્યાંહાં કરજોજી, અમને તે ચિતડામાં ધરજોજી, ૨ આપની કુળ ચાલ તે કીજેજી,

બીડી કરી હસ્ત કમળમાં દીજેજી. ૩ મધુરે સ્વરે માંડ્યુછે ગ્યાનજી જોયું તમને કેટલીછે સાનજી. ૪ સુંદીર સરોવર લ સાધજી, બેઉ પામે ધ્વળના નાદજી. ૫ તે જોતાં રૂડાં છે સસારજી; હવે મંગાવે છે કંસારજી. ૬ કણુસાર પીર શ્રી કન્યાજીની માડીજી, પેહેરી છે પચરંગી સાડીજી. ૭ કંસાર સારો રૂડો સ્વાદજી, એ મોહોટી છે પુરિટજી. ૮ શ્રી મુખે એમ આશીશ દીધીજી. ગુરૂએ ચોરોક્રમ કીધુજી ૯ ગુરૂજી બોલ્યાજી. જે વાણીજી એ વાત ત્રીલોકે જાણીજી. ૧૦ જુગલ સ્વરૂપ ચડાઆ વરઘોડેજી માધવદાસ જાય બળ કરજોડજી. એક વાર બોલો શ્રી રણછોડજી. ૧૧

---

## ઘોળ ૧૩૨

### પદ ૮ મું.

વેવાઇ તારો માંડવડો સંભાળ કે માંડવડો સંભાળ કે, રસીક વર રમી વરચારે; સંગે સોહીએ પદમાવતા નારકે. આવી ટોળે મળીરે૰ ૧ વળી વદે કન્યાજીનો ભાઇએકે, બાઇ ક્યારે આવશેરે; શ્રી વંદ્રાવનચંદ શ્રી વિઠલનાથ કે, સાથે રૂડો ભાવશેરે૰ ૨ વળી વદે કન્યાજીની માડી કે, કોહો રાત કેટલીરે; સુંદરીને શિખામણ દીજે કે, થઇ રસ મિટલીરે. ૩ સુંદર તાંહે સુખ રાસ તો, વદન જુવે વળી વળીરે; સોહાસણુ સાસરે જાય તો, સાહીયરે વળાવી વળીરે. ૪ ધન્ય ધન્ય તૈલંગની નાત કે, સંગે બહુ સખીરે; વહુજીને વળાવીને જાય કે, એ વાત વેદ લખીરે. ૫ વાટડી વિલંબના કીજે તો દુજે માગુ સહીયરે વળી વળી પંથ નીહારે તો આપણ સાથજીરે. ૬ શ્રી વિઠલ વરને વેગે વધાવો કે, ઇંદ્ર સોહાસણીરે; માધવદાસં બલીહાર જાય કે,

એ જોડ રૂડી બનીરે. ૭

---

## ધોળ ૧૩૩

પદ ૯.

શ્રી વિઠલ વર પરણીને પધારયાજી, સુદીનરે જોવાને ત્યાંહાં આવ્યાજી. ૧ જોઈ શકો તો એ વર જોજોજી, આનંદ એણી પેરે થાયજી. ૨ કંદ્રપ કોટી છે સ્વરૂપજી, ભુવન ભલી પેરે ભાવ્યાજી. ૩ વહુજીએ વાતજ ઘેર કાહાવીજી પછી ત્યાંહાં પેહેરામણીઓ આપીજી. ૪ ઢાળ.

પેહેરામણી ભલી રીતશું, શ્રી વિઠલનાથજીને મન ભાવીજી; સરવે આંણીને દ્રષ્ટે કરયું, કારજ વેહેવાઈ તણું સીધુજી. ૫ બાળપણે વીપરીત શું શું, કીનો કુસ તણી રીતશું; પંચ દીવસ પ્રભુજી એટલે એહ, અલૌકીક છે રીતજી. ૬ લોક જુવે લોકની રીતશું, પ્રભુ જુવે વરજ કેરા સાથજી; કઉતક નાહાના પેરનાં ઘેર ઘેર દીસે છે અંતજી ૭ વર વહુજી ઉતાવળાં ભળી, મળી રંગી રમતજી; વાહાલાજી વાર માં કીજીએ, દીજીએ માગુ એ વરદાનજી. ૮ વાહાલાજી વાર માં કીજીએ, વળી વહુની એ જાનજી; સ્વર્ગથી સુખ પામ્યા દેવતા, જોગીએ મુકયાં ધ્યાનજી. ૯ પાતાળેથી શેષનાગ રીઝ આ, ઇંદ્ર નિશાન વજડાવ્યાજી; મોહેટાં ભાગ્ય છે જે તણાં. એ વર નહી સમતોલજી. ૧૦ માધવદાસને આશરે, સંસાર સંધળો છે બળીઓજી કૃપા કરી શ્રી વિઠલનાથજીએ રસ લેહેરમાં વળીઓજી, શ્રીરે ગોવરધન ધારીજી; વારી શ્રી સુખ પર જાઉજી રીજી

---

## ધોળ ૧૩૪

શ્રી નટવરલાલને વારણેરે, સુંદીર શ્રી છોટાલાલ બલીહારીરે લાલ, શ્રી નટવરલાલને વારણેરે ૧ રાજનગર રળીઆમણુંરે, તેની સુંદીર શોભા સારીરે લાલ, શ્રી નટવરલાલ. ૨ છપ્પન ભોગ સોહામણોરે, કીધો બુદ્ધિ બહુ વિચારરે લાલ; શ્રી નટવરલાલને વારણેરે ૩ સબકુ સંવત અઢારમાંરે, ચતુર ચોરાણુંવો શુભકારીરે લાલ; શ્રી નટવરલાલ. ૪ વેગે વઈશાક માસમાંરે, સુદની સાતમને શોમવારરે લાલ શ્રી નટવર લાલ. ૫ દેશો દેશથી આવીયારે, સહુકો આવ્યાં નરને નારી લાલ; શ્રી નટવરલાલ. ૬ ઓતરથી હરી આવીયારે, શ્રી ગોકુળનાથજીની ગાદી ભારીરે લાલ; શ્રી નટવર લાલ. ૭ શ્રી લક્ષ્મણલાલન જોઈનેરે, સહુકોને પ્રિતી ઘણી છે પ્યારીરે લાલ; શ્રી નટવરલાલ. ૮ દક્ષણથી દુઃખ કાપવારે, આવ્યા શ્રી કલ્યાણરાય હેતકારીરે લાલ; શ્રી નટવરલાલ. ૯ પુરવથી પ્રભુ પધારીયારે, શ્રી ત્રીકમજી માધવરાય ગીરધારીરે લાલ; શ્રી નટવરલાલ. ૧૦ પશ્ચિમથી પ્રભુ પધારીયારે, આવ્યા શ્રી મગનલાલજી માહારાજરે; શ્રી નટવરલાલ. ૧૧ મટુલાલ મથુરાંનાથજીરે, બીજા બાળક જાઉ બલીહારીરે લાલ; શ્રી નટવરલાલ. ૧૨ સેજે સાતને તારીયારે તેને મેહેર કરી માહારાજરે લાલ; શ્રી નટવરલાલ. ૧૩ સેજે દાસ જમનાને દયા કરીરે, હેતે લીધો છે ઉઢાડીરે લાલ, શ્રી નટવરલાલને વારણેરે. ૧૪

---

## ધોળ ૧૩૫

નાથ કેસે ગજકો બંધ છોડાયો તેરે અહી અચર જભ

ને શ્રી ગોસાંઈજીમાં નથી કાંઈ ભેદજો; માટે ચરણામ્રત તો તું સેજે સદા. શ્રી વલ્લભ વાણી કહી તે જાણીને વેદજો. શ્રી દામો૦ ૧૦ ત્યારે પોતે આવીને વીનતિ કરી, મુને કૃપા કરી પોતે શ્રી માહારાજજો; ત્યારે પોતે કૃપા કરીને આવીઆ, વલ્લભદાસના સરીઆં સઘળાં કાજજો. શ્રી દામોદરદાસ હરસાની આવી હરખે ભર્યા. ૧૧

## ધોળ ૧૯૩

ગોરધનેસ ગુરૂને ચરણે નમુ હોજીરે, પ્રથમ લાગુછું પાય દીન જાણીને કરૂણા કરો રાખો ચરણની છાંય, ગોરધને સ૦ ૧ એવા સમરણમાં નથી જાણતા હોજીરે, નથી જાણતો કાંઈ ધરમ; વિષયવાસનામાં વળગી રહ્યો, એવાં અનુચિત કરમ, ગોરધનેસ ગુરૂ૦ ૨ અમ સરખા અધમને ઓધારવા હોજીરે, તમે કીધા છે શ્રમ; અભેદાન દેવાને કારણે, પ્રગટ્યા પુરણ બ્રહ્મ. શ્રી ગોરધનેશ ગુરૂ૦ ૩ ઇચ્છા કરીને હરી અવતરયા હોજીરે, કરવા દઈવીની સહાય માહા ઉદ્ધાર કરણા નીધી, જીવજન આતાર. શ્રી ગોરધનેસ ગુરૂ૦ ૪ નામ આપીને નિરમળ કરયા હોજીરે. કરવા બ્રહ્મ સબંધ; તોય તમને નથી જાણતા, એવા થઈને બેઠા અંધ. શ્રી ગોરધનેસ ગુરૂ૦ ૫ કાળ કરમમાંથી કાઢીઆ હોજીરે, મોટા જમનોરે ત્રાસ; જે જન સરણે આવીઆ, રાખ્યો દ્રઢ વિસ્વાસ. શ્રીગોરધનેસ ગુરૂ૦ ૬ તમે તો તમારાં બારદ પાળશો હોજીરે, કરવા જનનો ઓદ્ધાર; દોશ ન વિચારશો જીવનો, તેનો નહી આવે પાર.

શ્રીગોરધનેસ ગુરૂ૦ ૭ શ્રીબાળક્રસ્નજીના લાડીલા હોજીરે, છગન મગનના તાત; શ્રીબાબુરાય શ્રીમગનલાલજીના કાકા જી, શ્રી વીઠલેસજીના ભ્રાત, શ્રીગોરધનેસ ગુરૂ૦ ૮ દાસ ના દાસની વિનતી હોજીરે, પ્રભુ તમે ધરજો કાન; કુટ બુધિ હમારી દુર કરો, ગાઉ તમારો ગુણ ગ્યાન, શ્રીગોરધ નેસ ગુરૂને ચરણે નમુ હોજીરે. ૯

## ધોળ ૧૫૪

પદ ગરબી.

જુમનાં જાતાંરે ઘાટે, આજ મને પ્રભુજી મળીયા વાટે ૧ મુજ એકલડીરે જાણી, હસીને બોલ્યા સારંગ પ્રાણી. ૨ હરીનું હસવુંરે મીઠું, એવુ રૂડું કઈએ નોહાતું દીઠું. ૩ આજનાં સારાંરે સુખડાં, પ્રભુજીનાં જોવા સરખાં મુખડાં ૪ મુખડુ પુનમરે ચંદ્ર, વાહાલા તારી આંખડામાં જંત્ર. ૫ મધુરીશી મોરલીરે વાજે તેતો માહારા સામ સુંદીરને છાજે. ૬ ડાહાપણ બાંધુરે બચકે, રામક્રસ્ન પ્રભુને નીરખ વા અચકે. ૭ માધવદાસરે ગુણ ગાય, તેથી ભવનાં પ્રાશ્ચિત જાય, ૮ જુમનાં જાતાંરે ઘાટે.

## ધોળ ૧૫૫

રાગ સામેરી,

આવો આવોરે શ્રીમાહારાજ, મોતી માહારૂ આવાને; મોતીને જોતી ને હાર પરોતી, તો હું વંન્દ્રાવન જોતીરે.

આશા આલીરે નંદના લાલ મોતી માહારૂં આશાને, ૧ મોતીરે નીપજે ભવસાગરમાં, તાહારૂ મુખ જોતાં રેવાણું રે; મોતી માહારૂં આશાને. ૨ બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળ મુખ જોતીરે; મોતી માહારૂ આશાને ૩

---

## ધોળ ૧૯૬

ભલે આવી લાગી માઝમ રાતકે, ચૈત્ર વદી એકાદશીજી; પૂછચાં પૂછ્યાંરે ત્રૈલંગનો ધારચા શ્રી લક્ષ્મણ ઘેર . પધારયાજી ૧ કીધી કીધી શીદી શું પ્રિત, મરજાદા મુકી મળ્યાજી; ભાગા ભાગારે જીવના ભ્રમ, આનંદ સાગરમાં ભળ્યાજી માહારૂ માગુ આપો માહાજ અલ્પ બુધ હું છું હીનજી મને શીવા સુખ દીજેજ નાથ, મન માહારૂ પોહોતુ રળીજી ૩ બલીહારી તે માધવદાસ, એ લીલા માહારે મન વશીજી; ભલે આવી લાગી માઝમ રાત કે ચઇત્ર વદી એકાદસીજી ૪

---

## ધોળ ૧૯૭

પાંચ રંગ પ્રભુના ગઈએરે, ગાતાં અંગમાં નીરમળ થઈએરે. ૧ પેહેલા લાલ ગુલાબીનો રંગરે, તેહેનો સઘળો બન્યોછે સંગરે. ૨ લાલ રંગનું મોળીયું છે રાતુરે, હરીનું મુખડુ દીસે અતી માતુરે. ૩ લાલ મોરલી રંગ રસાળરે, લાલ કોટમાં ગુંજની માળરે ૪ લાલ જામા પેહેરયા જરકસીરે, લાલ લોભણી લાલને અંગ વસીરે. ૫ લાલ મો-

જડી કનઈઐ પેહેરીરે, લાલ દીસોછો લાલા લ્હેરીરે. ૬ હી સો રંગ પ્રભુજીનો ન્યારોરે, રાતા રંગમાં શોભેછે સારોરે. ૭ લીલા લીલમ મુગટમાં જડ્યા છે, હરીના તેજની ક્રાંતી ભરી છે. ૮ લીલાં પાન બીડલાં ખવાસરે, આપો પ્રેમે ભક્ત કેશવને દાસરે. ૯ લીલા રંગના સુંથણી સારીરે, લીલો રંગ બન્યો ગીરધારીરે. ૧૦ લીલા પટકા બાંધ્યા છે કેડેરે, વરઘાગીમાં જાય છે લેહેરેરે. ૧૧ લીલા તુળશીના હાર શરીરરે, હરી શોભે છે હળધર વીરરે. ૧૨ લીલા વાઘા તે સારંગ પ્રાણીરે, ધાર્યું અમર રાધા રાણીરે. ૧૩ સખી પ્રીતમ પીળો રંગરે, સરખી સુંદરી સરવે સંગરે. ૧૪ પિળા તીલક કેસરનાં કર્યાંરે, અંગે નેપૂર સઘળાં ધરીઆંરે. ૧૫ પિળો પાઘ કેસરનો ભીનોરે, હરીનો લટકો બન્યો છે તીનોરે. ૧૬ પીળાં સોના કડાં કર માંહીરે, પીળાં હેમ બાજુબંધ બાંહીરે. ૧૭ પીળી સોનાની સાંકળી સારીરે, માંહી રેખ જડી રઢીઆળીરે. ૧૮ હરીએ પીળાં પીતાંબર પેહેર્યાંરે, વરઘાગીમાં જાઓછો લેહેરેરે. ૧૯ પીળાં સોના પાવલડાં ચરણેરે, મોહોટા સંત નમે હરીને ચરણેરે. ૨૦ હવે ઉજળો રંગ વખાણુંરે, મોરલીધર મનમાં આણુંરે. ૨૧ ઉજળાં જાયનાં ફુલ એકેરે, હરીએ હાર ધર્યાં કંઠ લેહેકેરે. ૨૨ ઉજળાં મુકતાફળ કાનરે જોરૂપ રૂપ રૂપ ધર્યું તે ધ્યાનેરે. ૨૩ ઉજળા ઘુઘરા ધનકારરે, ચરણે શોભી રહ્યા છે ઝમકારરે. ૨૪ ઉજળી આંખડી અણીયાળીરે, કાળી કીકી દીસે છે રૂપાળીરે. ૨૫ હવે કૃષ્ણનો રંગ વખાણુંરે, સ્યામ રંગ રૂદેમાં આણુંરે. ૨૬ સ્યામ બોટલીઆળા કેસરે, એમના જેવા સરખા વેશરે. ૨૭ સ્યામ

નયણાં કમળ અતી ભારીરે, કાળી કીકી દીસે છે રૂપા-ળીરે. ૨૮ શ્યામ ગોળીમાં ગોરસ ભરીઆંરે, પ્રેમે પ્રભુ-જીના આગળ ધરીઆંરે. ૨૯ શ્યામ મેઘ ગરજના કરતારે, પાણી ગોકુળ ઉપર ભરતારે ૩૦ જેને ડાકોરમાં કરયાં દરશનરે, તેહેને રણછોડરાય પ્રસનરે ૩૧ પાંચ રંગ પ્રભુજીના ગાશેરે, વરતમાન એસી વઇકુંઠ જાશેરે. ૩૨ પાંચ રંગ પ્રભુજીના પુરારે, તેહેમાં એકે નથી અધુરારે, ૩૩ કર જોડી કવીજન કેહેછેરે. એતો અહરનીશ સરણે રેહેછેરે. ૩૪ પાંચ રંગ પ્રભુજીના ગાઇએરે.

---

## ધોળ ૧૯૮

જય શ્રીકૃષ્ણરે ભાઇ. ૧ બોલો બોલો વઇભવરાય, તેતો કળી મળીસાએ સાઇ, જય શ્રીકૃષ્ણરે ભાઇ. ૧ વલ્લભી વઇશ્નવની એ રીત. જય શ્રીકૃષ્ણ ઘણા પવિત્ર, તેથી પ્રસન થાય નવનિત્ય. જય શ્રી૦ ૨ જેણે જય શ્રીકૃષ્ણ ગાયા, તે તો અડસઠ તિરથ નાહાયા; તેથી પાંચ પદારથ પાયા, જય શ્રી. ૩ નામ તણો પ્રતાપજ મોહોટો, તેથી આ જુગલા-ગેછે ખોટો; શરવે વરજ ભોમીમાં લોટો, જય શ્રી. ૪ જે જન જસોદાજી ઘણું જાણે, એમના સુતનો ઉદય વખાણે; મનમાં મેહેર કરીને માને. જય શ્રી૦ ૫ જસોદા સુતને પાન કરાવે, ગોપીજન સહુ આનંદ પાવે; વાહાલો માહારો વર જમાં લાડ લડાવે, જયશ્રી૦ ૬ સુતતો પારણામાથી જાગ્યા, સહુ ગોપી જન આનંદ પામ્યા; વાહાલે માહારા તનના તાપ સમાયા, જયશ્રી૦ ૭ વંદ્રાવનના તે વાટે, મારગ રોકોછો શા માટે; વાહાલે માહારે રાસ રમાડ્યાં છે રાતે,

જયશ્રી૦ ૮ જેણે જય શ્રીકૃષ્ણ ગાયા, તેહેની સાફળ થઇ છે કાયા: તે તો પેમ પદારથ પાયા, જયશ્રી૦ ૯ રાજો ચરણ કમળની છાય તેહેનો ભવનો ફેરો જાય; તેતો હરી-દાસ ગુણ ગાય, જયશ્રી કૃષ્ણરે ભાઈ. ૧૦

## ધોળ ૧૯૯

શ્રીગોવીંદરાયજીરે રસીયા, માહારી રૂદેકમળમાં વસીયા. ૧ શ્રીમુખ સુંદરરે હાસે, જોતાં નિજ જનનાં મન હોસે. ૨ ભાળ તીલકરે બીરાજે, ભ્રગુટી ધનુષ્ય કામનું સાજે. ૩ નાકે મોતીરે લળકે, જાણે જયલા વીજળી ચમકે. ૪ શામળ વરણેરે સોહીએ, જોતાં ભગનાં દુખડાં ખોઈએ. ૫ શ્રીમુખ મધુરૂરે બોલે, શ્રી વચનામૃત નહી કોઈ તોલે. ૬ શ્રીવિઠલેશ રાયજીરે માથે, જુગ જુગ જોડ બીરાજો સાથે. ૭ અનુભવ ગ્રંથ તણા વિચારે, શ્રીહરરાયજી પ્રગટ્યા બીજી વાર. ૮ શ્રીવિઠલરાયજીરે લાલ, શ્રીગોકુળ ઓછવજી સૂત ઘણું વાહાલ. ૯ પૌત્ર શ્રીગોપેસ્વરજી છોગાળા; શ્રીલક્ષમીને દીન દયાળા. ૧૦ ચંચળ ગતીએરે ચાલે, હસતાં વઇસ્નવ સામું ભાળે ૧૧ એ ઘણું નિજ જનને સુખ દેછે, શ્રીભાગવત નિરંતર કેહે છે. ૧૨ એવા સ્વામી સમર્થ રાજે, પ્રગટ્યા દૈવી જીવ હિત કાજે. ૧૩ એમના ગુણનેરે ગાઉં, ચરણ કમળ રજ લેવા ધાઉં. ૧૪ પ્રગટ્યા પૂરૂષોતમ અંતર, એમની લીલા અપરંપાર. ૧૫ વરજ જીવકનારે સ્વામી, ચરણ કમળ વંદુ સીર નામી. ૧૬ શ્રીગોવીંદરાયજીરે રસીયા.

## ધોળ ૨૦૦

શ્રીલક્ષ્મણ સુતનેરે ગાઉ, શ્રીવલભનાથને વારણે જાઉ, ૧ પ્રગટ્યા પુરૂષોતમ અવીનાસી. શ્રી વંદ્રાવન ખીધુ ખદન બીલાસી. ૨ એને પુરણ પરમાનંદ, શ્રી મહાલક્ષમીપતી અતી આનંદ ૩ સુત ગોપીનાથ શ્રીવિઠલ કહીએ, એમના ગુણ જસનો પાર ન લહીએ. ૪ શ્રીવિઠલનાથ પ્રગટ્યા પૂરૂષોતમ, જેણે પ્રગટ કરચા શ્રી પૂરૂષોતમ. ૫ એતો કહીએ પર્મ ઉદાર, શ્રી માહાલક્ષમી પદમાવતી ભરથર. ૬ એમના સાત કુંવર સુખદાતા, કરવા દર્ઇવીને સુખસાતા. ૭ પ્રથમ શ્રીગીરધરજી માહારાજ, શ્રીભામનીજી વહુજી એ સીરતાજ. ૮ શ્રીગોવીંદરાય ઘણુ રસ ભરીયા, તે રાણીજી વહુજી વરીઆં. ૯ શ્રીબાળક્રસ્નજી ભીને વાન, શ્રીકમળાવતી પતી ચતુર સુજાણ. ૧૦ શ્રીગોકુળનાથ જગત જસ જાણે, શ્રીપારવતી પતી અતી રસ માને. ૧૧ શ્રીરઘુપતી રૂડા રૂપે જાણુ, એતો શ્રીજાનકી જીવન પ્રાણ. ૧૨ શ્રીજદુપતી જુગતી જગતમે જણાવે, શ્રીમાહારાણી પતી અતી મન ભાવે. ૧૩ શ્રીઘનસ્યામ પૂરણ કામ, શ્રીક્રસ્નવતી પતી અતી રસ દાન. ૧૪ શ્રીલક્ષ્મીજી બેટીજી સતભામા, શોભા યમુના કમળા દેવકી નામ. ૧૫ એ શ્રી વલભનો પરીવાર, નિત્ય પ્રત્યે સમરો નરને નાર. ૧૬ શ્રી મદ વલ્લભપદ; અનુરાગી, જેજન ગાએ તે બડભાગી. ૧૭ શ્રીલક્ષ્મણ સુતનેરે ગાઉ.

---

# ધોળ ૨૦૧.

ક્રશ્નદાસ મેઘન મન મોદકરે ધાર્યું, શ્રી વલ્લભ શરણ થ
ઇને સહુ દુખ વામ્યા જો. કૃપા કરીને પોતે પાસે રાખી-
આ, સદા સમીપ રહીને બહું સુખ પામ્યા જો. ક્રસ્નદાસ૦
૧ મારગ જાતાં પાહાડ થકી સહ્યા પાડી, તેને ત્યાં પ
ણ હાથે થંભી રાખીજો; શ્રી વલ્લભપરે વાછલતા કીધી
ઘણી, પોતે પ્રસન થઇને વાણી ભાખી જો. ક્રશ્નદાસં૦ ૨
માગ માગ જે માગે તે આપૂ તુને, માર્ગ દ્રઢ હોય મુ-
ખરતા નવ આવી જો; બે આપીને ત્રીજાની તો ના કહી
ગુરૂ દ્વાર તે વેદ વિરૂધ કાહાવી જો. ક્રશ્નદાસ૦ ૩ વાસ
ણફામાં પ્રભુ પોતે પધારીયા, બાહાર ઠાડો રેહેજે એમ ક
હી બોલ્યા જો; ત્રણ દીવસ લગી આહો રાત્ર ઠાડા રહ્યા,
પોતે પ્રસન થઇને કહ્યુ મન બોલ્યા જો. ક્રસ્ન૦ ૪ માગ
કહ્યુ ત્યારે તેનું તે માગીયું, તે માંહે બે આપી તેતો આ
પજો; ગુરૂ ઊધારની પોતે તો નાહી કરી, શ્રી વલ્લભ સ
ર્વેશ્વર સઘળે વ્યાપી જો. ક્રસ્નદાસ૦ ૫ ગંગાસાગર પ્રભુ
પોતે પધારીઆ, ધ્યાન મરમજાની ઇચ્છા મન કીધી જો;
પાર જઇને સીધ કરાવી લાવીઆ. પોતે પ્રસન થઇને આ
જ્ઞા દીધી જો. ક્રસ્નદાસ૦ ૬ પુછ્યુ ત્યારે તેનું તે માગીયું
પોતે કહ્યું જે જીવ શું માગી જાણેજી; ગુરૂ આગળ સમ
ખાધા તે સાચા ખરા, શ્રી વલભ પુરૂસોતમને વેદ વ-
ખાણેજો. ક્રસ્નદાસ૦ ૭ પ્રિય અપ્રિય તે પ્રભુજીને શું પુ-
છીયું, ગોરસ સ્નેહાર અતિશે પ્રભુજીને પ્યારજો; ધુંવા
ધરોહ કલેશ પ્રભુને ન ગમે, શ્રી વલભ મુખથી બોલ્યા

નિવારજો. કૃશ્નદાસને ધન મન મોદકરે ઘણું. ૮

## ઘોળ ૨૦૨

સંભરવાળા દાસ દામોદરને હરી, પત્ર પમાડી શ્રી વ-લભ મરણે લીધોજો; શેવા પધરાવી શ્રી દ્વારકાંનાથની, વળતી ભક્તિ રસ ભાવ ધરીને પીધોજો. સંભરવાળા૦ ૧ જળ શેવા પણ પ્રભુજીની પોતે કરી, લોક લાજ કુળ કાન સસુરની મેહેલીજો; સજ્યા મંદીર માંહે સજ્યા શમારતાં, વિપરીત વાસના રંચક મનમે ફેલીજો. સંભરે વાળા૦ ૨ રાજભોગની થાળ ધરી ચોકી થકી, પ્રભુએ લાત મારીને પાડી નાંખીજો; શેવા કહું કરતુક કરીને [illegible]જ્યા ઘણું, વળતી નાક ઘસીને દીનતા ભાખીજો. સંભર વાળા૦ ૩ ઉષ્ણ કાળમે ચોપારે સુતા જઇ, પ્રભુજી ઉપર વાંછલતા કાંઇ નવ લાવ્યાજો; દાસી ઉપર દયા પરભુ પોતે કરી, મંદીર ઓળાવીને પંખો કરાવ્યોજો. સંભર વાળા૦ ૪ મં-દીર સિદ્ધ કરાવી પ્રભુ પધારાવીઆ, રાજ વૈભવ પેરે શેવા સુખ માનીજો; અમરાપ્ય રાજ સરખો એને જાણજો, એવું શ્રી વલભ સુખથી બોલ્યા વાણજો. સંભરે વાળા૦ ૫ દાસ દામોદર હરેસાણી ઘેર આવીયા, અન સુખડી લે-વરાવી પુરણ પ્રીતેજો; સુખડાની વીનતી તો પોતે ના કરી, શ્રી માહાપ્રભુજીને રીસ ચડી તે રીતેજો. સંભર વાળા૦ ૬ ઘરમાં બેઠા એવું પોતે જાણીયું, શ્રી વલભ પાસ જઇ અપ્રાધ સમાવેજો; માટે સહુ શ્રી વલભ પદ શેવા કરે, અનાશ્રયનો દોશ ઘણો, બતલાવેજો. સંભરવાળા દાસ દામોદરને હરી. ૭

## ધોળ ૨૦૩

પદમ નાભ તે દાસ વ્યાસ સુખ અતી ઘણું, શ્રીવલભ સરણ રહીને બહુ સુખ લીધુંજો; અવતા પ્રત કરીને સેવ્યા શ્રી મથુરેશજી, વેપારીને ધન કરજ કાહાડી દીધુંજો. પદમ નાભ તે દાસ૦ ૧ બેટી છોટી કુંવારી પોતાતણી, વઈશ્નવ જાણી પરસાતીમાં દીધીજો: ફેરી સગાઈ તુળશાં બોલી તે સમે, પોત કહે એમ કીધી તેતો કીધાજો. પદમ નાભ તે દાસ૦ ૨ એવું સાંભળી તુળસા મન હરખી ઘણું, વઈશ્નવ ઉપર વાહાલ સરવેને એવાજો; પારવતી શેવાથી પરભુ રીઝ્યા ઘણું, સુત રઘુનાથદાસ તે કહાએ તેવાજો. પદમ નાભ તે દાસ૦ ૩ એવા ધૈર્યવાન તે બીજા કો નહી; શ્રી વલભ સરણ થઈને ભકતી રસ પીધોજો; દરશન કરવા સારૂ અઢેલમાં છોલા સમરપી પ્રભુજી પ્રસન કીધાજો. પદમ નાભ તે દાસ સુખ અતી ઘણું. ૪

## ધોળ ૨૦૪

પૂરૂષોતમદાસ સદા સુખ અતી ઘણું, શ્રી વલભ કૃપા કરીને સુખ દીધુંજો; પોતે સરણ થયા તે સહું પરિવાર શું, શ્રી મદન મોહનજી શેવીને સુખ લીધુંજો. પૂરૂષોતમ-દાસ૦ ૧ ઓછવ જન્મ તે પ્રગટ પ્રભુ પોતે કરે, નંદ જસોદા ગોપ ગોપી સહું આવીજો; દઈવી જીવપર દયા પ્રભુ પોતે કરી, પ્રગટ કલ્પની લીલા સહુ દરસાવીજો. પૂરૂષોતમ દાસ૦ ૨ ઓછવ જોવા સારૂ શ્રી માહાદેવજી, આવી પોતે પરસાદ માગી લીધોજો; ઘર ચોકી સારૂ આગ્ના પોતે કરી;

કાળ ભાઈરતને હુકમ પે તે કીધાજો પૂરૂષોતમદાસ૦ ૬ પૂત્રી પુન્ય પવીત્ર એક પોતા તણી, નામ તે બાઈ રૂક્ષમ- માણી કહીએ તેહેનુંજો; કારતગ સ્નાન કરી હરી સેવ્યા હેતશું, એવું મોટું ભાગ્ય તે કહીએ તેહેનુંજો. પૂરૂષોતમ દાસ૦ ૪ નામ દેવાની આજ્ઞા પ્રભુ પોતે કરી, દઈવી જીવ જન જે કોઈ આવે તેહનેજો: વાતી શ્રી વલભ પોતે પ- ધારીઆ, એવી કૃપા કરી તેહેવી નહો નેજો. પૂરૂષોતમ દાસ૦ ૫ પત્રાવલંબન ગ્રંથ પ્રગટ પ્રભુએ કરી, માયા તતક્ષણ જીતી લીધાજો; બાહીર મુખ સાથે સંભાષણ નવ કરયા, પૂરણ બ્રહ્મ શ્રી કૃષ્ણ પ્રસિદ્ધ તે કીધાજો. પૂ- રૂષોતદાસ૦ ૭ ગોપાળદાસ ગુણ ગાવું ઉલાસમે, પુત્ર શેઠ ના એવા તે વળી કહીએજો; માટે શ્રી વલભ ચરણ સદા શેવો સહુ, વઈશ્નવજન તે સદા તરૂણછે લહીએજો. પૂ- રૂષોતમદાસ સદા સુખ અતી ઘણું. ૮

## ધોળ ૨૦૧

ગદાધરદાસ કપીલકડા માંહે ખરા, ક્ષત્રી કોસડના પરો- હિત તે જાણજો; શ્રી વલભ સરણ થઈને સુખ પામ્યા ઘણું, આવ્યા વરત રહીને શેવા રસ માનોજો. ગદાધર- દાસ૦ ૧ જે આવે તે સરવ સમરપે નાથને, ઘરમાં વાસી તે કાંઈએ નવ રાખેજો; ગુણ ગાએ તે શ્રી ગોવરધન નાથના, કરી કીરતનને પે તે મુખથી ભાખેજો. ગદાધર- દાસ૦ ૨ કોઈ સમે વળી વળતા કાંઈ આવે નહીં, સરવ ભોગ જળ લોહી સમરપણ કીધીજો; મધરાત્રે જજમાને આપીયું, લાવી લઈ નાચો તે ધરાવી દીધોજો. ગદાધરદાસ

૩ પ્રસાદ લેતાં વઈશ્નવ બહુ પ્રસન થયા, એ સ્વાદ તે અમે નથી કાંઈ આપ્યોજો; જેવી લાવ્યા તેવી કત પોતે કહી, સત્ય વચન તે મુખથી પોતે ભાખેજો. ગદાધરદાસ૦ ૪ માધવદાસ બીમઈ ભાજી લાવીય, આરોગ્યા તે પ્રભુજી પૂરાણ પ્રિતેજો; મુખથી આસીરવાદ પ્રસન થઈને કહ્યો, હરી ભક્તી દ્રઢ થઈ રહેની રીતેજો. ગદાધરદાસ૦ ૫ એવો જસ બાગવદીનો પ્રભુ પોતે કરસ્યો, શ્રી વલભ પ્રભુ કૃપા થકી મહુ જાણેજો; માટે સહુ શ્રી વલભ પદ શેવા કરો, વઈશ્નવ ઉપર વાહાલ ઘણું તે આણેજો. ગદાધરદાસ કપીલ કડા માંહે પરા. ૬

## ધોળ ૨૦૬

આવણ સુદી એકાદશીનું લખ્યું છે.—ધન્ય ધન્યરે આજુનો દીન, આવણ સુદી એકાદશીજી; ધન્ય ધન્ય આજુની રેન, ધન્ય આજુની માહાનીસીજી. ૧ ધન્ય ધન્ય શ્રી મુખ કેરાં વાયન, બ્રહ્મ સંબંધ કરાવીઆજી; સોંપ્યા શ્રી પુરૂસોતમ હાથ, મનડાની આશા પૂરણ થઈજી૰ ૨ જુવો જુવોરે જીવ્યાનાં ભાગ્ય, વીના સાધન સુખ પામીઆંજી; માહા શ્રી વલભ સરણ પ્રતાપ, સેહેજે સકળ દુઃખ વામીઆંજી. ૩ વીના સાધન જપ તપને નેમ, સકળ જીવ ઉધારીઆજી; માહા હીન પતીત ચંડાળ, અસ્ત્રી સઉદ્રાદિક તારીઆંજી. ૪ માહા કઠણ કાળ કળી માંહ, અતી કરૂણા એ પ્રગટીઆજી; કાધી સરણાંગતની સાહાય, તાપ રૂદેના મીટાવીઆજી. ૫ ચરણજીવો શ્રી લક્ષ્મણ નંદ, સદા ભક્ત સીર બીરાજતાજી; નિત્ય વરજમાં અખંડ બીહાર,

સઘ વરજ શેવક શીર ગાજતાજી. ૬ ધન્ય ધન્યરે આજુનો દીન, શ્રાવણ સુદી એકાદશીજી.

## ધોળ ૨૦૭

વઈશાખ સુદી એકાદશીનું લખ્યું છે.

વઈશાખ સુદી એકાદશી, પ્રગટ્યા શ્રી વલ્લભરાય; સુરીનર મુનીજન હરખીઆ, હરખીઓ વરજ સહુ સાથ. ૧ દેવનાં દુદંભી વાજીયાં, ગાજીયાં ભેર મ્રદંગ; અપચ્છરા નત્ય કરે ઘણું, ગ્યાન તે ગાંધ્રવ સંગ. ૨ નિજ સ્વરૂપ પધારીઆ, ચંપા તે રણ મોઝાર; શ્રી હાસન પધરાવીઆ, કીધો અગ્ન મંડળાકાર. ૩ તાત નિરખી વિસ્મે થયા, મંડળ મધ્યે સ્વરૂપ; મુખપર રવી શસી વારણે, શોભા અતીસે અનુપ. ૪ શ્રી લક્ષમણ ભટ્ટજી વીમાસીને; ઓળખ્યા પુનમચંદ; પૂત્ર ભાવ કુલરાવીઆ, આછે ગોવીંદ. ૫ વરજની માંહી ગુપ્ત છે, પ્રગટ્યા બીજી વાર; લોક પ્રસિદ્ધ જણાવીએ, માત ગરભ વાસ. ૬ મંડળ દરશન માત્રથી, ઓધારયા જીવ અનેક; શ્રી વલ્લભ નામ ધરાવીને, રાખ્યો તે સરવેનો ટેક. ૭ પાર ના પામું લીલાતણો, રસનાએ કયમ કેહેવાય; હરીદાસ શોભા નિરખીને, પ્રેમ મુદીત ગુણ ગાય. ૮ વઈશાખ સુદી એકાદશી, પ્રગટ્યા શ્રી વલ્લભરાય.

## ધોળ ૨૦૮

શ્રી વિઠલનાથજીના લાલ છો અતી લટકાળા, વઈસ્નવના પ્રાણ આધાર સહુને છો વાહાલા. ૧ શ્રી ગોવીંદરાયજીના પુત્ર, સહુકો એમ કેહે છે; વાહાલે દીધાં આટળક

દાન, મનવાંછીત દેછે ૨ શ્રી ગોપેસ્વરજીના દાત, રૂપે રૂ-ડાછે; નીરખે નહીં તે નર નાર, તે નર કુડા છે ૩ એવાં પ્રફુલીત વદન વિલાસ, શું કહું શોભાને; જાણે ઉદીઓ પુનમચંદ, થયું મન લોભાને. ૪ એમનું સુંદર ભાળ વિસાળ, તીલક શોભે છે; નારખીને લાજો મારાર; ચિતડાં લોભે છે. ૫ શ્રી કંઠે માળ કુસમ તણી, અતી રાજેછે; નિરખીંતાં વઇષ્નવજનતને, મોહ ઉપજાવે છે. ૬ ચંચળતા આંખ આંખ, ભારે દીસે છે; જાણે મદ ગજ કમળ સમાન, મન જોઈ હીસે છે. ૭ છબીપર જાઉ બલીહારી, હું તમને વારૂં; પ્રગટયાશ્રી વીઠલનાથ, શોક જનના સારૂ. ૮ મને હરખ ઘણેરો થાય છે, ગુણ ગાવાને; માહારો તનના તાપ સમાવ, ભવ દુખ જાવાને ૯ છેલ છબીલા લાલ છે, અતી સારારે; હીંડે છે લટકા કરતા કામ; કામણગારારે. ૧૦ શ્રી સહાડ નગરમાં વાસ, સહુકો જાણે છે: જસ થયો જગ વિખ્યાત, દાસ વખાણે છે. ૧૧ શું કહે વરજભુખણ, ગુણ તમારારે; અવગુણ ન જોશો નાથ, ધણી અમારારે. ૧૨ શ્રી વિઠલનાથજીના લાલકેરા ગાતી લટકાળા.

---

## ધોળ ૨૦૯

અથ શ્રી કકાનો ભાવ લખ્યાછે ॥ શ્રી રાગ આપ મનમંઃ ॥

કકા ક્રિયા કરજો શ્રી વલ્લભ, તો તેને કાંઈ નહીં દુ-લભ. ૧ કરુન દ્રષ્ટિએ કેરીને જુવે, તો તેનાં દુખ દાળી દ્રુવે. ૨ ત્યાંહાં તેને થાય શુભ, કકા ક્રિયા કરે શ્રી વલ્લભ. ૩ ખખા ખાંતીજો વ્રદ્ધિ કરે, પુષ્ટિ ભક્તા માંહે પરવરે. ૪ ખ્રહ્મ સંબંધ તે કરજો પ્રીતે, શ્રી રમરણ કર-

જો પ્રિતે. ૫ પ્રભુપદ કમળ હ્રદેમાં ધરી, ખરા ખરી દ્રષ્ટિ કરી. ૬ ગગા ગુરૂ ગોવીંદ ગુણ ગાય, શ્રી વલ્લભ શ્રી વીઠલરાય. ૭ એવું નારાયણ કમળ નિત્ય ભજો, અન્ય દેવ ઉપાસના તજો. ૮ પ્રભુ મળવાનો કરો ઉપાય, ગગા ગુરૂ ગોવીંદ ગુણ ગાય ૯ ઘઘા ઘણું ઘનસ્યામ સંભાર, લોકીકમાંથી ચિત નિવાર. ૧૦ વિરૂપા શકતીથી દુરેજ રહે, ત્યાંહાં ઘટ મેત્ર નિરગમ લહે. ૧૧ એવું મનમાં કરી નિરધાર, ઘઘા ઘણું ઘનસ્યામ સંભાર. ૧૨ નના નેહ નંદલાલ શું થાય, તે માટે એ કરવો ઉપાય. ૧૩ એની લીલામાં મન જો ભમે, તેતો એને અતિશે ગમે. ૧૪ પ્રેમ ધરીને નીસદીન ગાય, નના નેહ નંદલાલ શું થાય. ૧૫ ચચા ચિત અનુરાઈથી આણ, શ્રી ગોવરધનનાથ વખાણ. ૧૬ ચિત તણી ચંચળતા તજો, પુરણ પુરૂસોતમને ભજો, એજ ગ્રન્થ સિંધની ખાણ, ચચા ચિત અનુરાઈ આણ. ૧૮ છછા છબી છબીલાની જોય, એ સમાન ત્રીભોવનમાં કોઈ. ૧૯ નઈણે નિરખી અતી સુખ લીજો, પ્રેમ સુધારસ નિસદીન પીજો. ૨૦ તો સરવે સુખ શિર હોય, છછા છબી છબીલાની જોય. ૨૧ જજા જગતમેં જસ વાધે, જો એવા પ્રભુને આરાધે. ૨૨ જો મુખથી શ્રી ક્રસ્ન શ્રી ક્રસ્ન કહે, તો વરેજ વંદ્રાવનનું સુખ લહે. ૨૩ મન કરેમ વચન કરીને સાધે, જજા જગતમેં જસ વાધે. ૨૪ ઝઝા ઝાઝું શું વળી કહીએ, સુખ દુખ દુર સબ સહીએ. ૨૫ કામ ક્રોધ મદ મોહને ટાળી, ચરણ કમળ ચિત દીજે વાળી, ૨૬ તે સુખ સરવે સેહેજમાં લહીએ, ઝઝા ઝાઝું શું વળી કહીએ. ૨૭ ટટા ટગમગ ડગમગ જોશો, પ્રભુને ભજ્યા વિના જન્મજ ખોશો. ૨૮ ઉતમ દેહ જો

મનુષ્ય ધરી, એ અવસર નહી આવે ફરી. ૨૯ નહી ચેતો
તો આગળ રોશો, ટટા ટગમગ ટગમગ જોશો. ૩૦ ઠઠા
ઠગતો કાળ ઠગાય, હવે કાંઈ એક મનમાં ભય ખાય. ૩૧
કપટ ક્રોધ નીંદા પરહરી, પોત પોતાનું સાધન કરી. ૩૨
નિરમળ ચિતે હરી ગુણ ગાય, ઠઠા ઠગ તો કાળ ટગાય. ૩૩
ડડા ડાહાપણ એવું કરી, શ્રી વલભ વીઠલ ચિત ધરી. ૩૪
ભલુ ચેતો જો પોતા તણું, પ્રભુથી ચિત રખે ટાળો ક્ષ
ણું. ૩૫ તો ભવ સાગર સે / તરી, ડડા ડાહાપણ એવું ક-
રી. ૩૬ ઢઢા ઢોઢ ઢીઢાઈ ના કીજે, ધીતા કદા કીરતન મ
ન દીજે. ૩૭ ભવસાગર ઉતરવો ઓટો, તે તરવાનો મા-
રગ મોટો. ૩૮ રસના ગુણ ગાઈ રસ પીજે, ઢઢા ઢીરઢી
ઢાઈ ન કીજે. ૩૯ ઊણા નઈણાં સફળજ કરી, માધુરી
મુરત મનમાં ધરી. ૪૦ નખ શીખ રાખો એકનું રૂપ, સું
દીર શ્રી વંદ્રાવન ભુપ. ૪૧ હવે રખે વીસારી હરી, ઊણા
નઈણાં સફળજ કરી. ૪૨ તતા તનની તપતજ ટળે, જો
ગીરી ગોવરધનધર મળે. ૪૩ જો પોતાનો જન્મ સધારો,
તો એ સાથે પ્રીત વધારો. ૪૪ પોતે પોતાપણું સંભાળે,
તત્તા તનના તાપજ ટળે. ૪૫ થથા થડ ગ્રહી થાક નીવા
રો, મનુષ્યા જન્મ તરવાનો આરો. ૪૬ ભવ સાગર ઉત-
રવો પાર, નામ રૂપી છે નામજ સાર. ૪૭ શ્રી ગુરૂ શ્રી
વલભ વીઠલ ધારી, થથા થડ ગ્રહી થાક નીવારી. ૪૮ દ-
દા દયા કરી દેશે દાન, એ આગળ જો ધરશે કાન. ૪૯
વંશ વંશાદીક કરશે ઓધાર, ભવસાગર ઉતરવો પાર. ૫૦
દ્વિજ જનને અતીશે માન, દદા દયા કરી દેશે દાન. ૫૧
ધધા ધન્ય દીવસ છે આજ, મંદીર પધારયા શ્રી માહારા
જ. ૫૨ નિરખી નિરખી સુખ અતી ઘણું થાય, તે સુખ

કથા ક્યાંહાં લગી કેહેવાય. ૫૩ એ ચિત ધરે સરે સરવે કાજ, ધધા ધન્ય દીવસ છે આજ. ૫૪ નના નીશ દીન જો જપે, એવું ફળ નહી કોડી જન્મ તપે. ૫૫ તપ કરીને કાં કષ્ટે કાય, કૃશ્ન નામ ભજે સરવ ફળ થાય. ૫૬ આ આર એ બહુ આવે પાપે, નના નિશ દીન નામ જો જપે ૫૭ પપા પ્રીતમ પ્રાણ આધાર, જુગમે જીવણ નંદકુમાર. ૫૮ માત જસોદાજીનું જીવન, ચોરી લીધું વરજ જન નું મન. ૫૯ વરજમે નીશદીન કરે વીહાર, પપા પ્રિતમ પ્રાણ આધાર. ૬૦ ફફા ફગતું ના મેલીશ ચિત, રખે વીસારી મોહન મીત. ૬૧ એ વિસારે સુખ નવ લહે, તેતો વેદ પુરાણે કહે. ૬૨ વળી વળી શું કહીએ નિત્ય, ફફા ફગતું ના મેલીશ ચિત. ૬૩ બબા બહુ બળનું નહી કામ, થરે ગ્રણપણે વશ થાએ શ્યામ. ૬૪ શ્રી વલભ વરનો માર્ગ ગ્રહો, મન વાંછીત ફળ સરવે લહો. ૬૫ ચરણ કમળ કરી આ શરામ, બબા બહું બળનું નહી કામ. ૬૬ ભભા ભગવદી સંગત ભલી, શ્રી વીઠલ ગુણ ગાએ મળી. ૬૭ એવું ચિંતન નીશ દીન કરો, બીજી વાત ના મનમાં ધરો. ૬૮ મોટો ગુણ નિરખ્યા છે કળી, ભભા ભગવદી સંગત મળી. ૬૯ મમા મુક્તિ થકી છે મોટું, ભક્તિ વીના બીજુ સાધન ખોટું. ૭૦ શ્રી વલભ વરણુ ગમનજ કરી, પોતાના જનને ચિત ધરી. ૭૧ તે કારણ પદરજ લેટું, મમા મુક્તિ થકી છે મોટું. ૭૨ જજા જાવક રંગ જેમ દંત, તેમાં રંગ રાએ શ્રી રાધા કંથ. ૭૩ જેમ રંગ ઉપર મજીઠ ચોળ, તે મીશ્ર રંગમાં ચિત ચોળ. ૭૪ પ્રભુ રસંમાં રહ્યુ રસવત, જજા જાવક રંગ જેમ દંત. ૭૫ રરા રસીક રશીલાનાથ, શ્રી ભખુભાન દુલારી સાથ; ૭૬ એ

નિત્યે રસમાં રસબસ નિરખું, રૂદે કમળમાં રાખી હરખું. ૭૭ એવું રત્ન આવ્યું છે હાથ, રંગ રશીક રશીલા નાથ. ૭૮ બબા બાડણ બાજન સંગ, છબી અવલોકી વાધ્યો ઉછંગ, ૭૯ લલીતાજી મન લીલા ધરે, સકળ મનોરથ પૂરણ કરે; ૮૦ ત્રમ રેસ કરે શીતળ અંગ, બલા લાડણ લાબન સંગ: ૮૧ વવા વશ થાજો વરજચંદ, ત્યારે ટળે સકળ દુખ ફંદ. ૮૨ દુખ ઘણું છે આ સંસાર, પ્રભુ વીના કોઈ ના કરે વાહાર. ૮૩ મનથી મુકી દેજો સરવે ફંદ, વવા વશ થાજો વરજચંદ; ૮૪ શશા શામ સુંદીર સુખકારી; નિરખી નિરખી છબી પર બલીહારી; ૮૫ નિરખતાં તપત ટળે તન તણી; મનમાં થાય શીતળતા ઘણી. ૮૬ તન મન દીજે સરવે વાળી, શશા શામ સુંદીર સુખકારી. ૮૭ ષષા સાચુ સગપણ એહ. જન્મ જન્મ તે એશું સ્નેહ. ૮૮ ભમી ભમીને હારી ઠામ, ચરણ કમળ પામ્યે વિશ્રામ; ૮૯ ફરી ફરીને કહું છું તેહ, ષષા સાચુ સગપણ એહ ૯૦ સસા સુખમાં સુતો રહે, ને પ્રભુ ભજનનુ મરમ ન લહે, ૯૧ માહારૂં તાહાર કરતો ફરે, ઊદર ભરવાનું સાધ ન કરે; ૯૨ તે તો જન્મ વૃથા સહુ કહે, સસા સુખમાં સુતો રહે; ૯૩ હેહા હેત હરી સાથે સાચુ. એ રંગે હું અતિશે રાચુ; ૯૪ દીન જાણી પ્રભુ કોજે સાર; માહારે તો એઉનો આધાર; ૯૫ દ્રઢ આશરા વીના સરવે કાચુ, હેહા હેત હરી સાથે સાચુ ૯૬ લલા લક્ષણ સુત કરી દયા, તે જ થકી સંપૂરણ થયા. ૯૭ દીન દયાળ કરૂણાનીધી સાગર, મન વાંછીત ફળ પૂરણ આગળ. ૯૮ બહો જાતકરરાઓ ખઈયાં, બબા લક્ષણ સુત કર દયા; ૯૯ ક્ષણ ક્ષણ એ ચિતમાં ધરી, બીજી વાત સરવે પરહરી; ૧૦૦ આ મથુરે

શ્રી મનોરથ પૂરે, દુઃખ દાળીદ્ર સકળને ચુરે; ૧૦૧ ધ્યાન નીરંતર એહેનો કરી, ક્ષણુ ક્ષણુ એ ચિતમાં ધરી; ૧૦૨ સ્ત્રી માનપણું નવ જાણ્, રસના શ્રી વલ્લભ નામ વખાણ; ૧૦૩ હરીદાસ પરીપૂરણ કામ, શેવા નીરખી પોહોતી હામ; ૧૦૪ શ્રી મદન મોહન છબી તે ઉર આણ, સ્ત્રી માન પણુ નવ જાણુ. ૧૦૫ ઇતિ શ્રી ટુકાનો ભાવ. સંપુર્ણ

## ધોળ ૨૧૦

મેહેતો તમોં મેહેતો તમો જાણીઆ, શ્રી ગોકુળકેરા રાવ શ્રી ભાગવતમાં સાંભળીઆ, એ વરજમાંથી અળગા ન થાય. ૧ શ્રી વંદ્રાવનમાં કર્યોરે વિહાર, શ્રી રાધાજી તણોરે આધાર; ગઉ ચારણમાં હુઆરે ગોવાળ, ગોપી તણા અંગીકાર. ૨ ઇંદ્ર તણું મરડ્યુંરે માન, શ્રી ગોવરધન વરજપાળ; દ્વીજ કુળમાં વાહાલો પ્રગટીઆ એ, શ્રી વીઠલ એકે અવતાર. ૩ વર્ઇજ્ઞ વલ્લભી એ જાણીઆ એ, શ્રી પૂરૂસોતમ નીરધાર; જીવ જાતા તમો રાખ્યા એ, અ-બળા તણા આધાર. ૪ માધવદાસ સોભાગીઆ એ, અ-ખંડ એવાતણુ નીરધાર; આપો વરજમાં વાસો એ, કેહેતાં ન આવે પાર. ૫ મેતો તમો મેતો તમો જાણીઆ એ.

## ધોળ ૨૧૧

સજની આવો ઉછવ આજજી, જન્મ દીવસ શ્રી વલ્લભ રાજજી ૧. તોરણ ધજા પતાકા દ્વારજી, ધવળ મંગળ ગા-એ સારજી. ૨ ઘેર ઘેર તોરણે બંધાવજી, મોતીડે ચોકપૂ-

રાયજી. ૩ કુમ કુમ હાથા તે દેવરાવીઆજી, કેસરે સ્નાન પ્રભુજીને થાયજી. ૪ વાજીંત્ર વાગે આવ નવી ભાતજી, મળીઓ તે સજજન કુટુંબ ગાતજી. ૫ ભીડ મચી ઘર આંગણા માંહિજી, નીજ જન નાચે આનંદ શું ગાયજી. ૬ કેસરે નાહિ શ્રી લક્ષમણ નંદજી, જાણે પુનમ પૂરણચંદજી. ૭ વધરનાવજન આભાગ્રુ કરાવેજી, ચ છોદક લેઈને તાપ સમાવેજી. ૮ કોમળ વસ્ત્ર ઓરચાંછે અંગજી, ધોતી ઉપરણા તે કેસરી રંગજી. ૯ તીલક મુદ્રાદીક શોભીત ભાળજી, કંઠે ઉપવીત ને તુળસીની માળજી. ૧૦ તેહ સમે જે ભાગ્યવાન હોયજી, આરતી તે કરતા શ્રીમુખ જોયજી. ૧૧ મારકંડય ભાગ્ય વિચારે મનજી, આમને શ્રી વલભ કરે પુજનજી. ૧૨ પૂજન્યે આપે ને બહુ વીધી દાનજી, ભુદેવ જાચક ગન સનમાનજી. ૧૩ દેવતા તે કરે કુસમની વરષ્ણિજી, જુગ જુગ જીવો શ્રી વલભ ધિસજી. ૧૪ ચોકી તે મંડળી મધે બીરાજેજી, એ વર વલભ માથે છાજેજી. ૧૫ સજની ચાલો ઉછવ આજજી.

## ધોળ ૨૧૨

### રાગ સારંગ.

જયાકુ બેદ રટત, બ્રહ્મા રટત સેસ રટત; નારદ શુક વ્યાસ રટત, પાવત નહી પ્રાર. જયાકુ૦ ૧ ઈજન પ્રેહલાદ રટત, કુંતાજી કે કુંવરે રટત; દ્રૌપદ સુતા નાસ્ય રટત, અનાથન કે નાથ જયાકુ૦ ૨ ગુણકા ગજ વિપ્ર રટત, ગઉતમીકી ગ્રહણી રટત; સીજ રવની રટત, સુત રાખત હુલરાવે. જયાકુ૦ ૩ નંદ દાસ સોહી વીલાસ, શ્રી ગોરધર

ધાગી રસીક બાલ; જયાસોમતીકો પુત પ્યારે, રાધાકો ઉર હાર. જયાકુ૦ મેટ રટત. ૪

---

## ધોળ ૨૧૩

### રાગ કાનડો.

ઉતમ કુળ અવતાર કહ્યા જો, શ્રી વલભ રાજકુમાર ન જાણ્યે; મરયાદ ન કીની ખબર ખલભકી, રચ્યો પાખંડ કીનો બહુ બાન્યો. ૧ રસીક કથા શ્રવણે ન સુની. વિષયામાં જો રહ્યો લપટાનો; મીટયો ન સોચ ઉર અંતરકા, સમજ સમજ મનમાં પરટાનો. ૨ ગીરીવર ધરન વરજ વદ્રાવન, કબહુ નયન નીરખી સરાન્યો, કૃસનદાસ પ્રભુકો ગુન મહીમા, ગરગ મુની નહી જાત બખાન્યો. ૩ ઉતમ કુળ અવતાર કહ્યાજો.

---

## ધોળ ૨૧૪

આલા સહ્યરો સુંદીર વરને જોઇએ, સોહીએ કરા શણગાર. ટેક. શ્રીઅકાંજીના કુંવર કોડામણા, સોહાગણા સુંદીર નાથરે; આપડા કજરે પ્રભુજીએ કરચાં, મનડુ માહ્યુરે વરજ સાથરે. ૧ આપડે ઘેરે સારવે એમ કરો, ભરો ભરો ભેટ અમુલારે; કળસ ઉપરે રતન ધણી, ત્રીભોવન સમ તુલ્યરે. ૨ શ્રી વલભજીને ઘેર વધામણાં, રળીઆમણા રંગભેર ગાયરે; પાલણે પોઢાડે પ્રભુજી રમે, એ સુખ કહ્યાં નવ જાયરે ૩ સઘળો પરિવારરે આપડા શ્રી નાથજીને, બલીહારી માધવદાસરે; કરજોડાને કરૂ વિનતી, મને વર-

જમાં તે આપો વાસરે.

## ઘોળ ૨૧૫

પર્મ કૃપાળ શ્રીવલભનંદન, કરેત ફીરપા નિજ હાથે ને માથે; જે જન સરણે આએ અનુસરહી, ગ્રહી સુતત શ્રી ગોવર્ધનનાથ. ૧ પરમ ઉદાર ચતુર ચંતામણી, રાખત ભવ દારાની સાથ; ભજે કૃસ્નદાસ કાજ સમસરહી, જો જાણે શ્રી વિઠલનાથ. ૨ પરમ ફીરપાળ શ્રીવલભ નંદન.

## ઘોળ ૨૧૬

॥ રાગ ધંનાશ્રી ॥ વધાંઇ ॥

મોહો જુગ બેદ બચન પ્રતીપાલો, ધમ ગમ નાભહી જબ તબહી તબ તન તમ વ્યૂપરી. ૧ સંતુગગ શ્રેવત વરાહ રૂપ ધરી, હણ્યુંકુસ ઉર મારયો; ત્રેતા રામરૂપ દસરથ ગ્રહે રાવણ કુળ સંહારયો. ૨ દ્વાપરે બ્રજ બુડતેત રાખ્યો, સુરેપતી પાર ના પાયો; કંસાદિક દાનવ સબ મારી, બસુધા ભાર ઉતારચો. ૩ કળજુગ શ્રી વલભ ગ્રેહ પ્રગટચે, માયા વાદ નિવારચો; માણકચંદ શ્રી વિઠલ પૂરૂસોતમ, જગના પૂરૂષ નિહારચો. ૪ મોહો જુગ બેદ વચન પ્રતીપાલો.

## ઘોળ ૨૧૭

શ્રી વલભ વિઠલ હરી ન જાણ્યા, તેણે સર્વશ ખોયુંરે; શું લાબ્યા શું લેઇને જાશો, વારંવાર વહવાયારે. ૧ પૂષ્ટિ

માર્ગમાં જે જન આવ્યા, વિશ્વાસે ન વળગ્યારે; સાધન સર્વ છુટી જાશે, હરીથી રેહેશે અળગારે. ૨ શેવા ફળ શેવા કરણીએ, રતુ પ્રમાણે મેવારે; સંપત પ્રમાણે સમરપિ લેજો, તેહેનું નામ તે શેવારે. ૩ શેવા કરશે ને પાખંડ ધરશે, તે પથર કેમ તરશેરે; ભાવ વિના જે ભક્તિ કરશે, તે અથડાતા મરશેરે. ૪ મીઠુ બોલે ને આચરણ ખોટાં, તેને તે ખળ કહીએરે. ૫ શ્રીવલ્લભ વિઠલ હરી ન જા૦

## ધોળ ૨૧૯

તમારૂ જોવા સરખુ રૂપ. શ્રીગોવર્ધન નાથજીરે; રૂપે મોહ્યા મોહોટા ભુપ, શ્રીગોવર્ધન નાથજીરે. ૧ વાહાલા માહારા નગનગરના વાશી, શ્રીગોવર્ધન નાથજીરે; બીજુ નગર વસાવ્યાં કાસી, શ્રીગોવર્ધન નાથજીરે. ૨ સાથ મદન મોહનજી બીરાજે, શ્રીગોવર્ધન નાથજીરે; શેવા શ્રી ગીરધર લાલજીની છાજે, શ્રીગોવર્ધન નાથજીરે. ૩ સાથે બહુ બેટીઓનો સાથ, શ્રીગોવર્ધન નાથજીરે; સામગ્રી કરતાં સારી રાત, શ્રીગોવર્ધન નાથજીરે. ૪ ભોગ ધરાવે દીનાનાથ, શ્રીગોવર્ધન નાથજીરે; બીડલાં આપે જમણે હાથ, શ્રીગોવર્ધન નાથજીરે. ૫ એમ કરી કેહે છે વલભદાસ, શ્રીગોવર્ધન નાથજીરે; એ સુખ ના આવે માહારી પાસ, શ્રીગોવર્ધન નાથજીરે. ૬ જાય બલીહારી માધવદાસ, શ્રીગોવરધન નાથજીરે; અમને વરજમાં તે આપો વાસ, શ્રીગોવરધન નાથજીરે. ૭ તમારૂ જોવા સરખું રૂપ.

## ધોળ ૨૧૯.

ચાલો સખી આજ વંદ્રાવનમાં જઇયે, જોઇ જોઇ સોમણ સુખીઆં થઇએ. ૧ વાહાલાજી તો બેઠા છે ફુલવાડી. જોતાં માહારી આંખલડી થાય ટાહાડી. ૨ ફુલના તકીઆને ફુલની ગાદી, ફુલના બારસાતને બાહારિ. ૩ ફુલનાં છજાં મેડી ને અટારી, ફુલની ફરતી મેહેલો બારી. ૪ ફુલના વહુજીને પેરણુ સાડી, દરશન કરીએ દહાડી દહાડી. ૫ ફુલ્યાં ફુલ્યાં ફુલડીઆં બહુ બેહેકે, થોડે થોડે પવન પદાર્થ લેહેકે. ૬ વનમાં મોર કોકીલા બોલે, ના આવે કોઈ વલભ કુળને તોલે. ૭ હારે વાહાલા છગન મગનીઓ એલે, હારે વાહાલો બાળ લીલા રસ રેલે. ૮ હારે વાહાલો પાઘ છોગાળી ને તોરા, હારે છોટાલાલજી તે ઠાકોર મોરા. ૯ હારે વાહાલે નામ સામર્પણ આપ્યાં; હારે વાહાલે પોતાનાં કરી સ્થાપ્યાં. ૧૦ હારે હું તો વલભકુળની દાસી, હારે અમને કીરપા કરો વરજવાસી. ૧૧ હારે મને વરજમાં તે આપો વાસ, હારે બલીહારી જાય માધવદાસ. ૧૨ ચાલો સખી આજ વંદ્રાવન જઇએ,

---

## ધોળ ૨૨૦

શ્રીપૂરૂષોતમજી પ્રગટ હુવા તે, જોતાં લાગે વાહાલા; નખ સીખ સુંદીર રૂપ અનોપમ, શ્રીગોકુળનાથજીના લાલા. ૧ શ્રીપારવતી માજી ગોદ એલાવે, ચુંબન લેઇ હુલરાવે; મુખડાં પૂનમ ચંદસી જોતાં. નિરખી નેન સરાવે. ૨ આંખલડી અણીઆળી સોહે, ઘુઘરવાળા કેશ; દ્વિજ વર રૂપે ભુજ અનોપમ, ચાલે છે લઘુવેશ. ૩ ચંપક વ-

રણી નાથા મોહીએ, ગાસ ગલીઆ ઝીણા; દાદા દાદા કહીને બોલે, કોમળ મધુરાં વેણ. ૪ શ્રીવરજભુખણજીની બલ એલ, જોતાં લાગે વાહાલા; બાળ લીલામાં પારણે ઝુલે, દાસ મનોહર ગાય. ૫ શ્રીપુરશોતમજી પ્રગટ હુવા તે, જોતાં લાગે વાહાલા.

# ધોળ ૨૨૧

શ્રીવંદ્રા તે વનની વાટેરે, ગીરધારી લાલ; મચકો કી ધા તે શા માટેરે, ગીરધારી લાલ. ૧ બાંધી નેણાની પ્રિતરે, ગીર૦ સામળીઓ જાણે રીતરે ગીર૦ ૨ કદમ કુરી છાંયરે, ગીર૦ વલભવરની બાંહ્યરે. ગીર૦ ૩ રગમેર રમતા શ્રીજગદીશરે, ગીર૦ પાઘ કસુંબી સીશરે. ગીર૦ ૪ કાનમાં કુંડળ ઝળકેરે, ગીર૦ ગળે ગુંજાના હાર લળકેરે. ગીર૦ ૫ બાંહે બાજુબંધ પોંચીરે, ગીર૦ રતન જડાવની ચોકીરે. ગીર૦ ૬ શ્રીવંદ્રાવનની કુંજમારે, ગીર૦ ઊભલા વાંસલડી ધરી ભુજમારે. ગીર૦ ૭ શ્રીજમુનાજીની તીરરે, ગીર૦ ઊભલા હળધર વીરરે. ગીર૦ ૮ વરજ બધુ જોવા જાયરે, ગીર૦ વૈસ્નવ જન સુખીઆં થાયરે. ગીર૦ ૯ બલીહારી જાય માધવદાસરે. ગીર૦ ૧૦ શ્રીવંદ્રા તે વનના વાટેરે, ગીરધારીલાલ.

# ધોળ ૨૨૨

રાગ બરવી. ૧

રસીઓ રસે ભરચોરે, વાહાલો શ્રીવિઠલ વરણાગીઓરે; વરજ વીનતાયે વરચોરે, એમની છબી ઉપર લેહે લાગી-

૨. નાગર નંદ તણોરે, નટવર નાચેને ગાય ગીતરે; વાહાલો લાગે ઘણોરે, પ્યારો પ્રેમ ઉપજાવે છે પ્રિતરે. ૨ સુંદીર શામળારે, હરી માહારા હઈડા કેરા હારરે; પ્રિતમ પાતળારે, માહારા પ્રાણજીવન આધારરે. ૩ લાગે હરી મીઠડા રે, રસીઓ રાસ રમણનો ભોગીરે; વલભ પ્રભુ દીઠડારે, તેવી સદા રહીએ સંજોગીરે. ૪ રસીઓ રસ ભરયોરે, વાહાલો શ્રીવિઠલ વરણાગીઓરે.

## ધોળ ૨૧૩

રાગ ગરબી. ૨

લાગી મને નેહ જડીરે, એથી અળગા કયમ રેહેવાયરે, નિરખુ ઘડી ઘડીરે, સુખડાં કોહોની આગળ કેહેવાયરે. ૧ ભીડી મને પેહેલમાંરે, વાહાલો શ્રી વંદ્રાવન મંદરે; સહી યર સાથમાંરે, સોહોએ તારામાં જેમ ચંદરે. ૨ ઉભા આજ લડીરે, જીવણ જુમનાંજીના તીરરે; લાલચ પેહેલડીરે, વેણ વગાડે હળધર વીરરે. ૩ સખી ટોળે મળીરે, જોવા જસોદાજીના કાનરે; મરજાદા ટળીરે, વલભ પ્રભુશુ લાગ્યું ધ્યાનરે. ૪ લાગી મને નેહ જડીરે, એથી અળગા કયમ રેહેવાયરે

## ધોળ ૨૧૪

રાગ ગરબી ૩

ઘેલી થઈ ફરૂરે, ઘેહેલા ગીરધારીની સંગેરે; ધીરજ ન વ ધરૂરે, આતુર કીધુ માહારૂ મનરે. ૧ જળ ભરવા મ સેરે, જાવું શ્રી જુમનાંજીને ઘાટેરે; હરી હરખે હસેરે, આ

રે આવી રોકે વાટેરે. ૨ નીરખું નઈ ગાં ભરીરે, સુંદરની શામળીઆનું રૂપરે; હરખુ હૈડા ભરીરે, સરવસ કાહાનવર શામ સ્વરૂપરે. ૩ બીજું મને નવ ગમેરે, માહારે સરવસ નંદકુમારરેઃ મન કેડે ભમેરે, દાસ વલ્લભ પ્રભુ પ્રાણ આધારરે. ૪ ઘેહેલી થઈ ફરૂરે,

## ધોળ ૨૨૫

ગરબી ૪ થી

પ્રીતની વાતડીરે, જેને લાગી હોય તે જાણેરે; કુળ ઘેર જાતણીરે, નિરલજ થાય તે એસ માણેરે. ૧ તેમ ત્યાહાં પ્રેમ નહીરે, જ્યાંહાં પડદો ત્યાંહાં શાની પ્રીતરે; પ્રેમ ત્યાંહાં નેમ નહીરે, જકત ભકતની એવી રીતરે. ૨ પ્રીત છે માહરેરે, સુંદરની શામળીઆની સાથેરે, એવી નથી તાહરેરે, અમે વેચાણાં એક હાથેરે. ૩ તનમન સોંપીયુંરે હવે જે થનાર હોય તે થાયરે; ભવોભવ અરપીયુંરે, દાસ વલ્લભ પ્રભુ ગુણ જશ ગાયરે. ૪ પ્રીતની વાતડીરે, જેને લાગી હોય તે જાણેરે.

## ધોળ ૨૨૬

ગરબી ૫ મી.

કારણ શુંએ કહુરે, મુજને કહાનુડાના કોડરે; કોઈથી નવ ડરૂરે, હરખે હઈડુ મોડામોડરે. ૧ પ્રીત પ્રગટ કરૂરે, સુંદરની શેને રાખુ છાનુરે; હરખ હઈએ ધરૂરે. માહારા મનના માંન્યા માનુંરે. ૨ આ ભવ દુખ ટળ્યુંરે, હતું જેમ

શ્યામી દેરૂ ગાજેરે; દુરીજન દેખી બળેરે, મહારા શીર નંદ લાલરે. ૩ પ્રાણના પ્રાણ સામીરે, જીવણ જસોદાજીના કાહાનરે; રાખુ હઈએ લગીરે, વલભ પ્રભુશુ લાગ્યું ધ્યાનરે.

## ધોળ ૨૨૭

માહારા રૂપાળા રણછોડ, તમારી મને લેહે લાગી; તમારૂં મુખ જોવાના કોડ, તમારી૦ ૧ મને ઘરમાં નવ રેહેવાય, તમારી૦ મુનુ મંદીર ખાવા ધાય; તમારી૦ ૨ શી વકને રાખો પાસ, તમારી૦ હરીદાસની પૂરજો આશ; તમારી મને લેહે લાગી. ૩ માહારા૦

## ધોળ ૨૨૮

અથ શ્રી જગનનાથજીના શણગાર.

શ્રી ગુરૂ ગણપતીને સારદા. પ્રેમે લાગુજી પાય; બેહુ કર જોડીને વરણવું, દરસન આપો માહારાજ. માહારૂ મન મોહ્યું જગનનાથજી૦ ૧ એડોસા ગામ સોહામણું, ત્યાં જગનનાથજીનો વાસ; ઘેર ઘેર ફુલની વાડીઓ, નાળીએર કેળાંના બાગ. માહારૂ૦ ૨ ચાર દરવાજા ચોખણા મંડપ રચીઆજી સ્થંભ; રામે દરવાજે લક્ષમી વસે, જાણીએ પુનમ ચંદ. માહારૂ૦ ૩ કે પેહેલી તે પોળમાં પેસતાં, વરજ વરજરાય રાણછોડ, નીત્ય નીત્ય કીરતન થાય. માહારૂ૦ ૪ વરજરે મંદીરની શોભા ઘણી, દીસે ઝાકઝમાળ; ચંદરવા રે કટારના, લખીઆ દસ અવતાર, સોહીએ ચિત્રામણ સાર. માહારૂ૦ ૫ નઈણાં તમારાં જગનનાથજી, જાણીએ કમળની પાંખ; જોતાં તે શુદ્ધ બુદ્ધ વીસરી, બળભદ્ર સુરેજ

રાયની કાંત, માહારૂ૦ ૬ અમા તે વડેરે સોહામણારે, તેની શીતળ છાંય, વીસામોરે વર્ઇજ્ઞાત તણોરે, પોહોચ્યા પરસોતમરાય, માહારૂ૦ ૭ ફુલનાં તે મુગટ કુંડળ બન્યાં, ફુલના બનીઆજી હારે; ફુલના બાજુબંધ બેરખા, ફુલના સોળ શણગાર. ફુલનો ચોસર હાર, માહારૂ૦ ૮ કાને તે કુંડળ ઝગમગે, લીલાવટ તીલક જડાવ; અધરે તંબોળ રચી રહ્યુ, કર ઊપર જાઉ બલીહાર; માહારૂ૦ ૯ વરણા તે વરણ જાણે નહી, કીધો એજ પ્રકાર; નાના મોટાને ગણ્યાં નહી, પ્રસાદ વરણ્યા ન જાય. માહારૂ૦ ૧૦ ઉર ઉપર સોહીએ પામરી, ઉપર કસબની કોર; વદન દીસે જી હરીનાં ફુટડાં, જોતાં રસીઆજી કાજ. માહારૂ૦ ૧૧ ફુલની તળાઈ ફુલની પછેવાઈ, ફુલનાં ઉશીકાં સાર; ફુલનાં તે ગાલ મશુરીયાં, પોઢયા પરસોતમરાય. માહારૂ૦ ૧૨ ફુલના જામા ફુલની કાંચળી, ફુલનાં ફુમતાં ચાર; પીળાં પીતાંબર પેહેરીયાં, કંઠે તુળસીના હાર. માહારૂ૦ ૧૩ હરખી નરખીને ભુલી ભમું, કોને કહીએજી વાત; ઘેરથી આવી હું તો એકલી, સનમુખ થયા જગનનાથ. માહારૂ૦ ૧૪ જેઠ તે માસ અસાડીલો, સુદ પુનમ ચંદ; બેહુ વીર નાહાવાને ઉતરયા, આસન આપ્યાં બ્રાહ્મણ. માહારૂ૦ ૧૫ જેઠતે માસ અસાડીલો, સુદ પૂનમચંદ, વાસો તે માહે વશી રહ્યાં, ચંદન મેહેલાજી છાટે. માહારૂ૦ ૧૬ ચોઆ ચંદન કેવડો, વળી મરૂવો મચકોડ; અરગજાને અત્તર ઘણાં; ફુલ લાંબાં મરદંગ. માહારૂ૦ ૧૭ કંચનના કળસ ભરાવીઆ, તેહેનાં નીરમળ નીરે; સોનાના કળસ ભરાવીઆ, વીપ્ર લાવે છે નીર. માહારૂ૦ ૧૮ વિપ્ર તે નીર ભરી લાવીઆ, કરમાં લીધાં શ્રીફળ; વાજીંત્ર વાજાં વાગીઆં, મુ-

એ બાંધ્યાં છે વસ્ત્ર. માહારૂ૦ ૧૯ ઊજળાં વસ્ત્રનાજી અંગુછા, સોંહીએ શામ શરીર; લાલ પીતાંબર પેહેરીઆં, નવશી દક્ષણ ભાત કમરે કંચનના પાટ. માહારૂ૦ ૨૦ નવાં તે ફુલજી નવરંગાં, તેહનું નગરે જાણું નામ; લાલ તે ફુલ સોહામણાં, ધરીઆં હસ્તીનાં રૂપ. માહારૂ૦ ૨૧ છપન ભોગ ત્યાંહાં નીપજે. પેહેલી ખીચડી સાર; સીરો પૂરીને બાણરી, કંચન માલપૂવા સાર. માહાર૦ ૨૨ દુધપૂરીને જલેબી ઘણી, લાડવે ના આવેજી પાર. વેઢમી પૂડા ને ઢોકળાં, પીઠાં આવેજી સાર. માહારૂ૦ ૨૩ નાળીએર કેળાંજી અતી ઘણાં, ભાઠા કોળાનું શાક; સાળ દાળને ભાજી ઘણી, અટકાં દીવસને રાત. માહારૂ૦ ૨૪ મોળાં તે દહી જમાવીઆં, ઘી તાવ્યાં તત્કાળ, અરગના ધુપ ઉકાળીઆ, ગરથે લીધાં દીપન. માહાર૦ ૨૫ તુળસી દળરે ધમીઆ, જમીઆ જાદવરાય; સોનાની ઝારી જળે ભરી, આચમન લેજો માહારાજ. ૨૬ લવીંગ સોપારીને એલચ, બીડલે બાસઠ પાન; ખાડલાં તે વાળ્યાં બરાસનાં, આપ્યાં લક્ષમીજી હાથ. માહારૂ૦ ૨૭ જમી એલાંને ઉઠીઆં, આવ્યાં વરજ ગંદીર માંય; લક્ષમી સાથે બોલ્યા નહી, સાધુને ના આપ્યાં દરશન. માહાર૦ ૨૮ પંડ્યાએ પટરે દેખાડીઆ, દમીઆ દસ અવતાર; પંદર દીવશ ગયા દોહલા, નેત્રે ના આપ્યાં દરશન સોડીએ ચીત્રામણ સાર. માહારૂ૦ ૨૯ દહી તાપનીરે તાપે ગયું, આગળ પડીને જોરે; જાત્રાળુ હાથ જોડી રહ્યા. પંડ્યા પાડે છે સોર; તેડા તે કોઈના આવે નહી, એવા જુગલ કીશોર. માહારૂ૦ ૩૦ વિધ સીખ સહુ પોતે કરી, પછે ચઢીઆ શ્રીનાથ; સહુ નેરે સાથે તેડીઆ, લક્ષમીજીનેરે ના લીધાં સાથ. માહારૂ૦ ૩૧

અટકી મટકીને ચાલે ઘણું, જટકે ધણીઆજી બાથ; સુભદ્રા કોઈ જાણે નહી, બળભદ્ર શ્રીજગનનાથ. માહારૂ૦ ૩૨ અમાવાસ્યા દીનરે સોહામણો, નેત્ર આપ્યાં દરશન; અંગ ઉપર હાથજ ફેરવે, ઉર ઉપર લીધા શ્રીનાથ. માહારૂ૦ ૩૩ સામળે રથ શણગારીયા, લાલ ધજાજી સાર; પરીક્રમા રે પાંચ કરી, તેહેનાં સર્યાંજી કાજ. માહારૂ૦ ૩૪ માહાકુંડમાંરે નાહીને, મોરલી સમુદ્ર સાથ; ઈંદ્ર દમણમાં નાહીને, ટાળ્યાં પરીઆનાં પાપ. માહારૂ૦ ૩૫ ઈંદ્ર દમણીરે જાતરા, આવ્યા જાદવરાય; પશુ પક્ષીને પાવન કરેચાં, તેહનાં સર્યાંજી કાજ. માહારૂ૦ ૩૬ તેરશે રથરે ચલાવીઆ, બીજે આવ્યાજી ત્યાંહ; સીધ પોળે રથ રાખીઆ, વાજાં વાગેજી સાર. માહારૂ૦ ૩૭ કે પાંચમે રથરે ચલાવીઆ, દશમે આવ્યાજી ત્યાંહ; સીધ પોળે રથ રાખીઆ, લક્ષ્મીજી ભીડ્યાં દરબાર. માહારૂ૦ ૩૮ વળતા તે બળભદ્રજી બોલીઆ, લક્ષ્મીજી ઉઘાડો દરબાર; બારણે ઉભારે જગનનાથજી, ઈંદ્ર પરસેછેજી ધાર. માહારૂ૦ ૩૯ વળતાં તે લક્ષ્મીજી બોલીઆં, સાંભળો બળભદ્ર જેઠ; મંદીર પધારો પોતા તણે, ચલાવીયું દરબાર. માહારૂ૦ ૪૦ કે પરસાદ અમેરે ચલાવીશું, ચલાવીશુરે દરબાર; કાળો એ કપટી સદાપનો, અમને ના લીધાં સાથ. અમને દીધાજી છેદ. માહારૂ૦ ૪૧ કે પરસાદ તમારે ચાલે નહી, ન ચાલે દરબાર; કાળો એ બંધવ અમ તણો, કાળા વીના કોણ કરશે રાજ. માહારૂ૦ ૪૨ વળતારે જગનનાથજી બોલીયા, સાંભળ સામળા દેહ; મોહોટા એ બંધવ અમ તણા, મોહોટા બળભદ્ર વીર. જન્યા તે તેમની રાખી નહી, સાથે સુભદ્રા બેહેન. માહારૂ૦ ૪૩

વળતારે જગનનાથજી એમ બોલીયા, સાંભળો સામળો દેહ, પતીત પુરાવુંજી તમ તણા, મીથ્યા સીદ કરો વાર. માહારૂ૦ ૪૪ મોહારો આપુ રે હું તારુ રોકડા, હઠો કરો શણગાર; પ્રદુમન પુત્રજી તમ તણા, તેહેને મોતીના હાર, માહારૂ૦ ૪૫ હરખીને લક્ષ્મીજી ઉઠીઆં, જઇને ઉઘા- ડ્યા દરબાર; પેહેલીને આરતી પોતે કરી, હરખી ઊઠયા જગનનાથ, રત્ન સીંહાસને પધરાવીઆ. હરખી બેઠા જ- ગનનાથ. માહારૂ૦ ૪૬ વડોરે શણગાર જગનનાથજી, કેઈ પેરે કરૂરે વખાણ; કાયર કુડોજી આવી ઘણો, મારે છ ડીઓના માર. માહારૂ૦ ૪૭ હાર સણગાર ગાયે સાંભળે, તેહુનો પુરીમાં વાસ; નારે ગાય નવ સાંભળે, તેહેનો પ- શુનો અવતાર, ગાય માધવદાસ. માહારૂ૦ ૪૮ શ્રી ગુરૂ ગણપતીને સારદા, પ્રેમે લાગુજી પાય, બેઉ કરજોડીને વ- ણવું; દરશન આપો માહારાજ માહારૂ૦ ૪૯

---

## ધોળ ૨૨૯

શ્રીજી બાવા લટકાળા, જીરે સારસ્વતીને લાગુ પાય. શ્રી જીને સનમુખ નિરખવા જાય. શ્રીજીબાવા૦ ૧ તમે મ- ઉટા પાસે રહેજો, વઈશ્નવને દરશન દેજો. શ્રીજીબાવા૦ ૨ ચકૂટાની શોભા સારી, ત્યાંહાં કરની મેહેલાવો જારી. શ્રીજીબાવા૦ ૩ હાથે કડાં સાંકળાંને વેઢ વીંટી; એમની શોભા નજરે દીઠી. શ્રીજીબાવા૦ ૪ એમની દશે આંગળી એ વેઢ રે, એમને કેહેડે કટીમેખ મેખરે. શ્રીજીબાવા૦ ૫ એમને નાકે નકરાં મોતી, એમના મુખની છબી જોતી. શ્રીજીબાવા૦ ૬ એમને કાંને કુંડળ લળકે, મોતીના તોરા ઝળકે. શ્રીજીબાવા૦ ૭ કેસરી પાઘ મોતીના તોરા માહારા

પ્રભુજીના ચરણ છે ગોરા. શ્રીજીબાવા૦ ૮ એમને આરતી ઉતરે જ્યારે, વઈસ્તવ દરસને આવે ત્યારે શ્રીજીબાવા૦ ૯ એમનો શ્રી ગોકુળમાં વાસ, બલીહારી જાય માધવદાસ. શ્રી જીબાવા લટકાળા૦ ૧૦

---

## ધોળ ૧૩૦

આજ આનંદ માહારે ઉર ન સમાયજી, પ્રગટ્યા શ્રી વલભ રાજકુમારજી. ૧ ભુતળ ભાગ્ય તણો નહી પારજી, દઈવી તે જીવનો કર ઉધારજી. ૨ મંદીર માંહી તે ચોક પૂરાવોજી તોરણ બારણીએ બંધાવોજી. ૩ હું તો કરૂં વિવિધના શણગારજી. આજ મારે હઈડે હરખ અપારજી. ૪ નાચું ગાવું તાળી તે પાડું હાથજી, હરખે તેડાવું સહીઅર સાથજી, ૫ કોને કોહો કોહો તેના કેહેવાયજી, જીવીપર જન રસીક બળ જાયજી. ૬ હરખે શ્રી વલભ નંદને ગાવુંજી, શ્રી વીઠલ નાથને વારણે જાઉજી. ૭ એમના તે નામ તણો મહીમાય, સકળ અમંગળ અળગા થાયજી, ૮ જીરે વાહાલે પુષ્ટિનાં કીધાં દાનજી, ટાળ્યાં ટાળ્યાં જીવ તણાં અજ્ઞાનજી. ૯ જીવને તો બ્રહ્મ સંબંધ કરાવ્યાજી, તેજ થકી પૂરસોતમ મન ભાવ્યાજી. ૧૦ કીધો કીધો ભક્તી તણો ઉપદેશજી, ટાળ્યાં ટાળ્યાં અસુર તણાં અવેશજી. ૧૧ રાખ્યા રાખ્યા આગુસમરપિત વસ્તુ ખાતાજી, વારેવારે અન્ય આશ્રય જીવ જાતાજી. ૧૨ મનકાંના આશા પુરણ કીધીજી, શિક્ષા તે શેવા કરવાની દીધીજી. ૧૩ બાંધી બાંધી ભક્ત સિંધુની સ્વેતજી, દઈવી તે જીવને કરવા હેત જી. ૧૪ કીધો કીધો માહા મોટો ઉપગારજી, દઈવી તે જીવનો કરવા વિસ્તારજી. ૧૫ જીરે વાહાલા સામતે લાલ

કેરા જે તાતજી, શ્રી ગોપીનાથજી કેરા એ ભ્રાતજી. ૧૬ શ્રી અક્કાંજીના ગરભ તણા એછે રતનજી, શ્રી વલ્લભજીએ કીધાં છે જતનજી. ૧૭ તેમની ભકતી તણી શીર શોહાએ-જી, નિરખતાં નીજ જનનાં મન મોહીએજી. ૧૮ જીરે વાલા શ્રી ગોકુળના વાશીજી, જીરે હુંછું શ્રી વલ્લભ કુળની દાશીજી. ૧૯ જીરે વાલા વરજમાં તે આપો વાસજી, હારે બલીહારી તે માધવદાસજી. ૨૦ આજ મારે આનંદ ઉર ના સમાયજી.

## ધોળ ૨૩૧

તા તે જનની ભજે વન વારી, શરણું આએકી તાપ નિ-વારી. ૧ જન પ્રહ્લાદ પ્રતિજ્ઞા પાળી, હિરણ્ય કશ્યપુકી દેહ વિદ રી. ૨ ધરૂવ નિર્ભય પદ દીઓ મોરારી, અમરીખ-કી ગરભ ગતો ટાળી. ૩ દ્રૂપદ શુતા જબ પ્રગટ પૂકારી, ચહત ચીર હરી નામ ઉચારી. ૪ ગજ ગણીકા ગૌતમ ત્રીય તારી, સુરદાસ સદ સરણ તુમારી. ૫

## ધોળ ૨૩૨

દેખો હરી જપુકો એક સ્વભાવ, અતી ગંભીર ઉદાર ઉ દધી; પ્રભુ જાણ શિરોમણી રાય. ટેક. રાય જીતની શેવાકો ફળ માનત મેર સમાન, સશીદાસ અપ્રાધ સિંધુ સમ બુંદન એકો સમાન૦ ૧ દ્રષ્ટિ પરસકો હોત ચરણપર જા-નત હોજીએ એસી, વિમુખ ભએ કૃપા આ મુખકી જબ ચેતાવો તબ તેસી૦ ૨ ભકત વિરહ કાતરે કરૂણા મય; દોલત પાછે લાગે, સુરદાસ એસે પરભુકો કેત દીજે પીઠ અભાગે. ૩

## ધોળ ૨૩૩

અથ શ્રી આસરાનાં પદ લખ્યાં છે.

પદ ૧.

શ્રી વલભજુકો ભારી ભરસો. શ્રી વલભ જુકો ભારી; કાપકુરે મન ભટકત ડોલત. જયો ચાહીએ ફળ કારી, ભરસો શ્રીવલભજી. ૩ શ્રી વિઠલ ગીરધર સખાળક, જકત કીઓ આધાર; પુરશોતમ પ્રભુ નામ મંત્ર દે, ચરણ કમળ શીરધારી. ભરસો શ્રીવલભજુકો ભારી૦ ૨

## ધોળ ૨૩૪

પદ ૨ રાગ બીહાગ.

શ્રી ગોવરધનકી રહીએ તલેટી શ્રી ગોવરધનકી રહીએ; નિત્ય પ્રત્યે દરશન મદન ગોપાળ લાલકે, ચરણ કમળ ચીત લહીએ; તલેટી શ્રીગોરધનકી૦ ૧ તનુ પુલકીત વરજ રાજમાં લોટત, ગોવીંદ કુંડમાં જઈ નાહીએ; રશીક પીતાંબર સબશકી બતીયા, શ્રી ગીરધારીજી શું કહીએ. તલેટી૦ ૨ શ્રી ગોવરધનકી રહીએ.

## ધોળ ૨૩૫

પદ ૩ રાગ બીહાગ.

તુમ શરણાગત આયો, શ્રી વલભ તુમ શરણા ગત આયો; સબ દુખ દુર ગયો જબ દેખત, સુખકા પાર ન પાયો. શ્રીવલભ૦ ૧ આજ્ઞા તે શ્રી ગોવરધન ધરકી; બ્રહ્મ સંબંધ કરાયો; લીલા અપની રારસ દેખાઈ, ઐસા સુખ

હી બતાયો. શ્રી વલભ૦ ૨ શ્રી ભગવત સુબોધની મધ્યકે, અપનો પંથ જનાયો; એસા ઉગર શ્રી લક્ષ્મણ સુતકો રશીક કે મન ભાયો, શ્રી વલ્લભ તુમ શરણાગત આયો. ૩

---

## ઘોળ ૨૩૬

પદ ૪.

હમતો શ્રી વિઠલનાથ ઉપાશી, હમતો શ્રી વિઠલનાથ ઉપાશી; શ્રીગુ શ્રી વલભ નંદન, કહા કરૂ જાઈ કાશી. હમ તો૦ ૧ ઇનકુ છાંડ ઓરનકુ જો ધાવે, સો કહીએ અસુરાશી; છીત સ્વામી શ્રી ગીરધરન શ્રી વિઠલ, બાની નીગમ પ્રકાશી. હમતો શ્રી વિઠલનાથ ઊપાસી.

---

## ઘોળ ૨૩૭

પદ ૫ રાગ બીહાગ.

દ્રઢઈન ચરણન કેરો ભરૂસો, દ્રઢ ચરણ કેરો; શ્રી બલભનંદચંદ્ર છટ, બીના, સબ જુગમાં જયું હ ધેરો ભરૂસો દ્રઢઈન૦ ૧ સાધન ઓર નહી આ કળીમાં જાશું હોત નવેરા; સુર કહે મહાદીય આંધળો, બીન મુલકો ચેહેરો. ભરૂસો. દ્રઢઈન ચરણન કેરો૦ ૨

---

## ઘોળ ૨૩૮

પદ ૧ રાગ બીહાગ.

એક પલક જો રહીએ વંદ્રાવન, એક પલક જો રહી

એ. જન્મ જન્મકો પાપ કટતહે, શ્રી કૃશ્ન શ્રીકૃશ્ન મુખ કહી વ્રંદ્રાવન. એક પલક૦ ૧ માહા પ્રસાદ ઓર જળ જમુનાંકો, તનક તનક પુર લહીએ; સુરદાસ વઈકુંઠ મધું પુરી, ભાગ્ય વિના કયાં હાંસી પાઈએ. વ્રંદ્રાવન એક પલક જો રહીએ૦ ૨

## ધોળ ૨૩૯

પદ ૭

શ્રી વિઠલનાથ બતસજી આજ્યાકે, તાકી રીત પ્રીત છબીન્યારી; પ્રફુલીત બદન કરી કરૂણામાં, નેનનમાં ઝલકે ગીરધારી. શ્રી વિઠલનાથ૦ ૧ ઉગ્ર સ્વભાવે પ્રેમ પરમારથ, સ્વારથ લેશ નહી સંસારી; આ ગુદ રૂપ કરત એક ક્ષણુમાં હરેજીકી કથા કહેત બીસ્તારી. શ્રી વીઠલનાથ૦ ૨ મન ક્રમ બચન તાકો કીજે, પાઈઅત બીરજ સુખકારી કૃશ્નદાસ પ્રભુ રશીક સુગટ મણી, ગુણ નિધાન શ્રી ગોવરધનધારી૦ ૩ શ્રી વિઠલનાથ બસતજી આજ્યાકે, તાકી રીત પ્રિત છબી ન્યારી.

## ધોળ ૨૪૦

પદ ૮ રાગ બીહાગ.

હરીજનકું હરેનામ બડો, હરીજનકુ હરેનામ; બીના રખવાળ ચોર નાહી ચોરત, સોવતહે સુખધામ બડો ધન૦ ૧ દીન દીન બઢત સવાઈ ઠરી, ઘટત નાહી કછું દામ સુરદાસ પ્રભુ શ્રીવા જ્યાકું, પારસસા કો કામ બડો ધન, હરીજનકુ હરેનામ૦ ૨

## ધોળ ૨૪૧

પદ ૯ રાગ બીહાગ

શ્રી વિઠલનાથ ધણી અમારે, શ્રી વીઠલનાથ ધણી; ભવસાગારતો કાહાડે શ્રી માહા પ્રભુ, રાખ્યો શરણ આપની અમારે૦ ૧ નિશ દીન રટત પાર નહી પાવત, શેષ સહસ્ત્રફણી; છીત સ્વામી ગીરીધરન શ્રી વિઠલ, ત્રીભોવન મુગટ મણી. ૨ અમારે શ્રી વિઠલનાથ ધણી.

## ધોળ ૨૪૨

પદ ૧૦ રાગ બીહાગ

શ્રી ગોરધન ઓર ડીગર ચલો, શ્રી ગોરધનકી ઓર મારગ બીત માધ્યો મોહન. નાગર નંદ કીશોર. ડીગર ચલો૦ ૧ ઠોર ઠોર દ્રુમ વેલ ફુલી, કુંજ કોલાહલ મોર; કુમનદાસ પ્રભુ ગોવરધન ધર, રશીક રાય શીર માહારે. ૨ ડીગર ચલો શ્રી ગોવરધનકી ઓર.

## ધોળ ૨૪૩

પદ ૧૧

ભજીએ શ્રી વલભજીકે ચરણ ભજીએ શ્રી વલભજીકે ચરણ; સકળ પતીત ઓધારણ કારણ, પ્રગટ લીઓ અવતારણ. ભજીએ૦ ૧ ગુઢ શ્રી ભાગવત પ્રતી પદ, અરથ પ્રગટ કરતાં ગંભીર લીલા તેમ સંયુકત, દેખાડ શ્રી ગીરીધરન. ભજીએ૦ ૨ આસરો કરી રહે જે

જન, મોટે જન્મને મરણ; કહતહે હરીદાસ અમકુ. એ
નાહીને શરણ. ૩ ભજીએ શ્રી વલ્લભજીકે ચરણ.

# ધોળ ૨૪૪

પદ ૧૨

શ્રી ગોકુળ રસ ચાખે, જે કોઈ શ્રી ગોકુળરસ ગાજે
તાકો ચીત અનંતા ભટકે, લોભ દ્રપ્યાવન લાખે, જે કે
ઈ૦ ૧ પોહોદા રહો છોકરેની છઈઆં, નીરખત તરૂવ
સાખે; શ્રી જમુનાં જળ પાન કરતહે, શ્રી વલ્લભ મુખ્યર
ભાખે. જે કોઈ૦ ૨ શ્રી વિઠલ ગીરીવરધર સબ ભાળક
ધ્યાન રૂદેમાં રાખે; કશીક પ્રિતમ જુઠી ખાનક ઉપર, િ
સ વરણ નાખે. ૩ જે કોઈ શ્રી ગોકુળ ચાખે

# ધોળ ૨૪૫

પદ ૧૩

શ્રી વલ્લભ માહારાજ, બીરાજે શ્રી ગોકુળ ગામ; બ
જે શ્રી ગોપી નાથ શ્રી વિઠલ ભકત જન પુરેણ કામ; બી
રાજે૦ ૧ બીરાજે શ્રી ગીરધર ગોવીંદ શ્રી બાળકૃષ્ણ
શ્રી ગોકુળપતી અભીરામ. શ્રી રઘુપતી શ્રી જદુપતી શ્રી
ઘનશ્યામ, પરૂસોતમ પ્રભુ નામ. ૨ શ્રી વલ્લભ માહારાજ,
બીરાજે શ્રી ગોકુળ ગામ.

# ધોળ ૨૪૬

પદ ૧૪

સમજ સોચ બીચાર મનરે તુ સમજ સોચ બીચાર; ભકતી વિના ભગવાન દુરલભ, કહેતહે નીગમ પોકાર. મનરે તું સમજ સોચ બીચાર૦ ૧ સાધુ સંગત ડારો પાસા, ફેરે રસ્તા સારા; ડાભ અપકે પડો પુરો, જીત છની હાર. મનતું ૨ છાંડ સતરે સુત અઠારે, પંચકોકો મારે; દુરતે તજતાં નફાન ચમક ચોક બીચાર. મન૦ ૩ લોભ માયા જંજાલ ભુલો, ઠગો ઠગની નાર; સુરદાસ કહે કહે હરી પદ ભજન વીના, ચલો દાઉ કરઝાર. ૪ મનરે તું સમજ સોચ બીચાર.

---

# ધોળ ૨૪૭

પદ ૧૫.

આજ કામ કલ કામ, પરસુ કામ કરનો; પેહેલે દીન બોહોત કામ, કામમાં પીછે મરનો. આજ કામ૦ ૧ જાગત કામ સુવત કામ, બેહેર મુખ હરીએ ચલનો; છાંડ કામ સમર શ્યામ, સુર કહે પકડ કરનો. આજ કામ૦ ૨

---

# ધોળ ૨૪૮

પદ ૧૬ મું.

નીશ દીન લેહેરી ગોવીંદ ગા, નીશ દીન લેહેરી ગોવીંદ ગા, જન્મ જુઠો દેહ ગંદી, શાવન કાગન ખાય લેહેરી૦ ૧ પાણીમાં જ્યું પડત ખીંડુકા, પાણીમાં જ્યું સમાય; મોહ

માયા લોભ લાગે, કાળે ઘેરા આવે. લેહેરી૦ ૨ કરમ કાગદ બાચ દેખો, જાતે મન પત જાય; કોટી બ્રહ્માંડકો ઓજ દેખો, જેઓ મીટહુત જાય. લેહેરી૦ ૩ દેહકે દસ દ્વાર રૂંધ, અહમ પોહોચ્યો આન; સુર પ્રભુકો ભજન કર લે, જન્મકો દુખ જાય. ૪ લેહેરી નાશ દીન ગોપી દગા.

## ધોળ ૨૪૯

### પદ ૧૭ મું

જો બસુદેવજીએ પૂરન તપ, સો ફળ ફળત શ્રી વલભ દેવ જો ગોપાળ હતે ગોકુળમે, સો અબ આહી બસે નીજ ગ્રહે. જો બસુદેવ૦ ૧ જો ગોપ બધુહી બ્રજમે', સો અબ એધરમા ભાઈએ; છીત સ્વામી ગીરીધરન શ્રી વીઠલ, એઈ તેઈ તેઈ એઈ કછુ નાશ ધે. જો બસુદેવજીએ પુરન તપ

## ધોળ ૨૫૦

### પદ ૧૮ મું.

બીના ગોપાળ ગોપાળ નહી કોઈ અપનો, કુમ માત તાત સુત ધરના એ સબ જગત રેનકો સપનો. બીના ગોપાળ૦ ૧ ધન કારણ સબ નીસદીન ભટકત, વૃથા જન્મ હું આહી અપનો; અંતે સાહે કરે નહી કોઇ, નાશ કાળ જમના મુખ જપના. બીના ગોપાળ૦ સબ તજ હરી ભજ જુગલ કમળ પદ, મે હન ધાડો ચરણ હી અપનો; કહે હરીદાસ શ્રી વલભ શ્રી વીઠલ, રસનાએ શ્રી વલભ નામ જપનો. બીના ગોપાળ૦ ૩

## ઘોળ ૨૫૧

### પદ ૧૯ મું.

જીવત જેસે ભજન વિના પ્રેત, મલીન મદ ઘેર ઘેર ડોલત. ઓદર ભરન કેહેત ભજન૦ ૧ મુખ કટુવન કરેત પરનંદ, સંતનકુ દુખ દેત; શેવા નહી જ્યાંહાં ગોવીંદ અ-રણકી, ભોવન ઝલનકો એત. ભજન૦ ૨ કબહુ પાપ કરી પઈસો પાવત ખડ ખુળમાં દેત, સુર રસના કહાં લોભગડું; બુડો કુટમ સમેત. ૩ ભજન બીના જીવત જેસે પ્રેત.

---

## ઘોળ ૨૫૨

### પદ ૨૦ મું.

નેનમાં આજોરી. બસો મેરે નેનમાં આજોરી; સુંદર સ્યામ કમળ દળ લોચન, શ્રી બ્રખુભાન કીસોરી. બસો મેરે૦ ૧ મોર મુકટ મકરાં કૃત્ર કુંડળ, પીતાંબર જક જોરે; રસીક પ્રિતમ પ્રીયા નંગ અમુલ. કતકાબર મન ચોરી૦ ૨ બસો મેરે નેનમાં આજોરી.

---

## ઘોળ ૨૫૩

### પદ ૨૧ મું.

કહાં ચરાવત ગઉઆં, સ્યામ તુમ કહાં ચરાવત ગઉઆં; આ વનમાં હું નિત્ય ફીરતહુ, કાંહાન દેખી ચઉયાં. સ્યામ૦ ૧ આબનમે અમન ધેન ચરાવત, શ્રી વંદ્રાવન છઈઆં; રસીક પ્રીતમ પીઆ હસી બોલો, દધી બેચન તુમ આઈઆં૦ ૨ સ્યામ તુમ કહાં ચરાવત ગઉઆં.

## ધોળ ૨૫૪

### પદ ૨૨ મું.

શ્રી ભાગવત વિચારી કોહી, શુક શ્રી ભાગવત વિચારી કોહી; હરીકી ભક્તિ જુગ જુગ બાંધત; અન્ય ધરમ દીન ચાર. શુક૦ ૧ કથા સુનો કીરતન મુખ લાવો; છોડો મીથ્યા વાદ; ખડ વંગ બે ગાડામાં મુકત, ત્યારે રહો દીન સાત. શુક૦ ૨ ચીંતા તજહો પરીક્ષત રાજા. માનને શિક્ષા અમારી; કમળ નેનકી લીલા ગાવે, તરંગ એ અનેક બીહારી. શુક૦ ૩ સત્યયુગ સત્યે ત્રેતા તપ કીનો, દ્વારપર પૂજા ચોરી; શુક ભજન કરી કેવળ કીરતન, લજ્જા કોન નીવારી. શુક૦ ૪

---

## ધોળ ૨૫૫

### પદ ૨૩ મું.

હોત ગોપાળ એ ગાએ, જે સુખ હોત ગોપાળ એ ગાએ; જ્યાં કછુ નહી જપતપ વ્રત, કોટીક તીરથ નાહે. જેસુખ૦ ૧ ગદ ગદ કંઠ લોચન જળ ધારા, પ્રેમ પૂલકીત તન છાએ; દીએનો લેન ચાર પદારથ, હરાકો વરસ ઉર જાએ, જેસુખ૦ ૨ ત્રીલોક તરણા કર લેખુ, નંદ નંદ ઉર લાય; સુરદાસ કહે પ્રભુ તીહારે ગીધનકુ, ચલન મનન અલાય. જેસુખ હોત ગોપાળ એ ગાએ.

---

# ધોળ ૨૫૬

પદ ૨૪ રાગ બીહાગ.

કાહા કીઓ તેં આય જુગમ, કાહા કીઓ તેં આય; ના હરી ભજ્યા ના હરીજન પોખે, જન્મ પદારથ પાય. જુગમે૦ ૧ નહી દઢ એક આશરો કીનો, શ્રીવલ્લભ વરરાજ રાય; નહીં ન આરાધન રાધાવરકો, કરી મન લાડ લડાય. જુગમે૦ ૨ ગુરુ શેવા નહીં નાસે રટો મુખ, ભાવ સહીત ગુણ ગાય; શેવા કર્મ માનસી કરકો, નામ ન ગાયો આ-તાય, જુગમે૦ ૩ કીનો નહી નિવેદન હરીકો દીન ભાવ મન લાય; ભુલ્યો નહી પરપંચ લીલાકું, ચીત્ર ન કીયો બનાય. જુગમે૦ ૪ નહી ન શ્રવન મનન સુખ હરીકો, ટીક શ્રવન સુનાય; તાપ ભાવના ભક્તિ રૂપારસ, ન કીનો ચીત બતલાય. જુગમે૦ ૫ સાધુ સંગત કબહુ ન કીનો, અંતરે કપટ મીટાય; દુષ્ટ ભાવના ઉર અંતરકી, સો ના દાકો મીટાય. જુગમે૦ ૬ કરી વૈરાગ નહી ન દીનો, દુષ્ટ ભાવ છટકાય; વંદ્રાવન ગોકુળ ગોવર્ધન, મધુબન બસો ન જાય, જુગમે૦ ૭ સાધન બળ કબહુ નહીં છાંડયો, પૂષ્ટિ ભક્તી ઉર લાય; કીનો નહી કાજ પરમારથ, સ્વાર્થ સાબ બીસરાય. જુગમે૦ ૮ કબહુ ના નિરખ્યા નાથ નેન ભરી, સુખ રહ્યો નિત્ય ખાય; પરદુખ દેખી દયા ન ઉપજી, ભુખે ન દીનો તાય. જુગમે૦ ૯ દાન કહેત સદા જગ ડોલત, ઓર ના કછુ ઉપાય; રંચક સ્વાદ વિષય કે લાલચ, રસવશ દાએ ગમાય. જુગમે૦ ૧૦ સુખ કહેત ઉપાય કરત નિત્ય, પરસુખ સો અકળાય; ઊંચી બાત દેખી ઓ-રનકી, અંગો અંગ મર જાય. જુગમે૦ ૧૧ શ્રીવલ્લભ

શ્રીવિઠ્ઠલ ગીરધર, સોમુખ શકે ન ગાય; પૂત્ર પૂત્રાદિક જાણી અપૂને, દેખી બહોત હરખાય. જુગમે૦ ૧૨ ઘડી એક દીન માસ પરસદીન, ગનતી કરત ગીનાવ; ઇત ઉત બીલંત બીન સવારથ, આયુષ્ય દીએ ગમાય. જુગમે૦ ૧૩ અપને સુખ કુલી બાત, કરત બનાય બનાય; કહાભયો સબ લોક હસારથ, પૂજા દેહી બડાય જુગમે૦ ૧૪ જાનતહે હરી ઉરકી બાત, વે ચતુર શિરોમણીરાય; ઇન બાતનમે અટક બાહાવરે, દીએ જન્મ ગમાય. જુગમે૦ ૧૫ ખાન પાન મેરી તેરી મેરે કરી, નીશબાશ ઉડાય; સોચ બીચાર નહી મન કીનો, ભુલો નીપટ અપડાય. જુગમે૦ ૧૬ ઉધ્ધવ સો કહી અપ અંતરકી, બાત કહી સુનાય; તામાર્ગ ચલીએ મન ધરી, એ કોમળ રેદ બનાય. જુગમે૦ ૧૭ શુકસો કહો પરીક્ષાત રાજા, મારગ સુગમ બતાય; કળીમાં એક નામ અધિકારી, ઓર ન કછુ ઉપાય. જુગમે૦ ૧૮ કહીએ કાહા બનાય બાતકી, બેર બેર સમજાય, સબકો મુળ એક હરી ભજવો, ઓર સબે છીટકાય. જુગમે૦ ૧૯ ઘર સુક દેખી બોહોત કુલત મને, સુત મુખ બચન સુનાય; એ સંપત સ્વપનેકી જાનો, દેખત બોહા જશીરાય. જુગમે૦ ૨૦ ધીક જીવન જાકો તકે મન, રહો ત્રિશ લપટાય; સુરદાસ ચરણ ઉરજાણો, શ્રી ગીરી ગોવરધનરાય. જુગમે૦ કહાકીઆ તે આયે જુગમે, કાહાકીઆ તે આય ૨૧

---

## ધોળ ૨૫૭

પદ ૨૫ મું.

અબમોરી કોણગતી બ્રજનાથ, અબમોરી કોણગતી બ્ર-

જનાથ. ભજનમી સુખ અરૂશરણ નાહી, પ્રીત વીશીઆ સાથ. અબમોરી ૧ અબહુ પતીત અપ્રાધી પુરણ, આ- અરૂ કરમ બહાર; કામ ક્રોધ અરૂ લોભ ચીતવંત, નાથ તમહી આસાર. અબમોરી૦ ૨ અબમે ચરણ શરણ લપ ટાણા, રાખીલો માહારાજ; સુરદાસ પ્રભુ પતીત પાવન, શરણકો બીરદ સંભાર૦ ૩ અબમોરી કોણગતા.

## ધોળ ૨૫૮

### પદ ૨૬ મું.

રાખો તસે રહું, જેસે તુમ રાખો તસે રહું; જાતનકો દુઃખ સુખ સબજનકો, મુખ કરી કાહા કહુ. જેસેતુમ૦ ૧ કબહુક ભોજન દેહા ક્રપા કરી, કબહુક ભુખ સહુ; કબ- હુક ચડન તોરંગ માહારાજ, કબહુક ભાર સહુ. જેસે૦ ૨ કમળ નેન ઘનશ્યામ મનોહર, અનુચર ભયોમે રહુ; સુરદા સ પ્રભૂ ભક્ત ક્રપાનિધી તુમારે ચરણ અહુ. જેસ૦ ૩

## ધોળ ૨૫૯

### પદ ૨૭ મું.

ફેરફેર નહી આવે, અવસર ફેરફેર નહી આવે. જો જાણેતો કરલે ભલાઇ, જન્મો જન્મ સુખ પાવે. અવસર૦ ૧ ધન જોબન અંજળીકો પાણી, વાગ્રસતાં ફેર ન લાગે; તન છુટે ધન કોણ કામનો, કા કુ કરવી કાહાવે. અ- વસર૦ ૨ જ્યાકો મન બડે ક્રશ્ન સુનાકુ, જાુઠ કબહુ ન આવે; સુરદાસકી એહ વિનંતી, હરખ નિરખ ગુણ ગા- વે. અવસર૦ ૩

## ધોળ ૨૬૦

પદ ૨૮ મું.

સુંદીર ભિખ બન્યો ગોપાળ, સુંદીર ગાવું સખા સંગ સુંદીર; સુંદીર ભિખ બન્યો નંદલાલ, સુંદીર પંથ સુંદીર હરી આવની, સુંદીર મોહ્લી શબ્દ રશાળ. સુંદીર૦ ૧ સુંદીર લોક સકળ વરેજ સુંદીર, સુંદીર નંદ જસોદાજી કે લાલ; સુંદીર ભોજન બચન થતી સુંદીર, સુંદર હળધર ક્રસ્ન ક્રપાળ. ૨ સુંદીર૦ ઓતવન સુંદીર ગુન, માધવ કે કરહી બીચાર; સુરદાસ પ્રભુ સબબોધ સુંદીર, સુંદીર શ્યામ શુભ અવતાર. સુંદીર૦ ૩

---

## ધોળ ૨૬૧

પદ ૨૯ મું.

કો પત રાખે મેરી, શ્યામ બીના કો પત રાખે મેરી. અંધકો અંધ દુસ્યાસન, આન સભા મધ્ય ઘેરી. શ્યામ૦ ૧ માહામતીહીન ભયોએ, રાજા પકર લાઈ જયુચેરી; ભીષ્મ દ્રોહ કરણ દુર્યોધન, કીન હુન પાછી ફેરી. શ્યામ૦ ૨ જો વિશ્વાસ રહ્યોમે ગજ્યામે, કહું કરૂણા મય તેરી; શ્યામ આઈ શાહે કરો કરૂણા નીધી, બુડત રાખો એ બેરી. શ્યામ૦ ૩ તજી બાનુ આતુર ઉઠ ધાએ, જેસે ગજકી બેરી; સુરદાસ પ્રભુ ભકતકે કાજે, કહી અંબરકી ઢેરી. શ્યામ૦ ૪

## ધોળ ૨૬૨

પદ ૩૦ મું.

કરી મન ઉર સંતનકી શેવા, જીનકે ઓર ભરૂસો નહી, ભજે નિરંજન દેવા; શીળ સંતોશ સદા ઉર જીનકે, શ્યામ નામ કે લેવા. કરી૦ જીવન મુકતી ફીરે જુગમાંહી, જ્યું નારદ મુની દેવા; જીનકે ચરણ કમળકુ વંછન, ગંગા જુમનાં રેવા. કરી૦ ૨ સુરદાસ ઉનકી સંગતી, મીલે નીરંજન દેવા. કરી૦ ૩

## ધોળ ૨૬૩

પદ ૩૧ મું.

શ્રી ગોકુળમાં રહીએ, સદા મન શ્રી ગોકુળમાં રહીએ. ગોવીંદ ઘાટ છોકરકી છંઇયાં, બેઠક દરસન પાઇએ. સદામન૦ ૧ શ્રી જુમનાં પુલીંદ સુખંગ, શ્રી વંદ્રાવન ગીરી ગોવરધન ભાઇએ; ઘેર ઘેર ભકતી ભાગવત શેવા, તન મન પ્રાણ બે કહીએ. સદામન૦ ૨ શ્રીવિઠલનાથ બીરાજત નીશદીન, ચરણ કમળ ચીત લઇએ; શ્રી વલભ પ્રભુ કમળ કીરપા તે, ઉનકે દાસ કેહેવાઇએ. સદામન૦ ૩

## ધોળ ૨૬૪

પદ ૩૨ મું.

જેસે હુ તેસો તીહારો, શ્રી વલભ નંદન અબ, જીવ છાંડ દેહો મોહેક તે, બાંહે ગ્રહેકી લાજ મન ધરેહો; નખણે ભરૂસો મોહે સાધન ભવ દર તે. જેસો૦ ૧ તુમ તજો ઓર ઠોર નાહી મેરે. જપાસો જાપ કહું દુઃખ લર

કે; રશીક શિરોમણ શ્રી વલભ માહા પ્રભુ, રાખો માહે સરણ શરંયુ ભગદર તે. જેસો० ૨

## ધોળ ૨૬૫

પદ ૩૩ મું.

રાવલકે કહે ગોપ આજ બ્રજ ધુનીપર, કાંહાનાદેદે સુનો બાજ ગોકુળમાં મુડલરા; જસોદાકે પૂત્ર ભયો બખુભાન જ્યાસુ કહો, જયાં ત્યાંથી ધાયે ગોપ દધી દુધ ગગરા. કાંહાના० ૧ અંગે ગોપ વદ્રાવન પાછે તરી આ મનોહર ચલન શકતકો પાવત નડગરા; ચત્રુરભુજ પ્રભુ ગીરધારીકે જન્મ સુની, ફુલી ફુલી ફરત નારદ જેસે ભમરા. રાવલકે કહે ગોપ આજ બ્રજ ધુના ઉપર.

## ધોળ ૨૬૬

પદ ૩૪ મું.

નઉતર લીલા હોતી જુની, નઉતર લીલા હોતી જુની; જો શ્રી વલભ પ્રગટ ન હોતે, બસુધા રેહેતી સુની. નઉતર० ૧ દીન દીન પ્રગટ ક્ષણું રાજત, હે જ્યો કંચન બીચ ચુની; છુગનદાસ આગરાકો શેવક, ગાવત જ્યાકો મુની. ૨ નઉતર લીલા હોતી જુની.

## ધોળ ૨૬૭

આશરાના કીરતન રાગ બીહાગ.

કેતે દીન હરી સ્મરણ બીના ખોએ, કેતે દીન હરી

સ્મરણ બીના ખોએ; પર નિંદા રસંના કે રસમાં, અપ-
ના કર્તવ ખોએ. કેતેદીન૦ ૧ તેલ લગાય કીએ રૂચી મર
દન, બસતર બનાય કે પોયે; તીલક બનાય સ્વામી હોય
નીકસે, વેસ્યનકે મુખ જોએ. કેતેદીન૦ ૨ કંપત કાળ વ્યા
ળ મુની ડરપત, બ્રહ્માદિક શિવ રાએ; સુંધનકી કહાગત
વેહેગી, ઊદર ભર ભર સોએ. કેતે દીન હરી સ્મરણ બી-
ના ખોએ૦ ૩

## ધોળ ૨૬૮

### રાગ બીહાગ.

કેતી કહી સમજાઈ, તોસુ કેતી કહી સમજાઈ; નંદ
નંદનકે ચરણ કમળ ભજ તજ પાખંડ ચતુરાઈ. તોસુ૦
૧ સુખ સંપત દારા સુત વેહે, જુઠ સબે સમુદાઈ; ક્ષ
ણ ભંગુર એ સબે સ્યામ બીન, અંતે સંગ નહી જાઈ.
તોસુ કેતી૦ ૨ જન્મ મરણ બોહોત યુગ બીતે, હજુકુ
લાજ નહી આઈ; સુરદાસ ભગવાન ભજન બીન, જૈસ-
એ ગાંઠ ગમાઈ; તોસુ કેતી કહી સમજાઈ. ૩

## ધોળ ૨૬૯

### રાગ બીહાગ.

દાઊનમે એકો નહી ભાઈ, દાઊનમે એકો નહી ભાઈ
ન હરી ભજ્યા ના ગ્રહે સુખ પાયો. વરથા બાંહ ગઈ.
દાઊનમે૦ ૧ જ્યું સુવા સીમળ ફળ લળકે લાલચ દાહ
દહી; પરતાનો જેમ ચાંચ ગુદાને, નીક સત તુળ મહી.
દાઊનમે૦ ૨ હરી વિમુખવે ચંદ્ર ચકોર જ્યું ચુગત અંગા

૨ મહી; દ્રક્ષ કાંહાં તે ખાગો, સુર પ્રભુ ગોહે ખ બોર મહી. દાઉનમે એકો નહી બાઈ. ૩

# ધોળ ૨૭૦

રાગ બીહાગ.

મન તું જાયગો અમ જાની, મન તું જાયગો અમ જાની. જોગીપતી તાી સંગે જાયગો, અરૂ જાયગે એ અભીમાની. મન તું૦ ૧ રાજ્ય કરંતે રાજા જાયગે, અરૂ રૂપ તીરાની; વેદ ભણંતે બ્રહ્મા જાયસે, કથા સુનન તે જ્ઞાની મન તું૦ ૨ આવેગી એક લેહેર લાભકી, બુડેગો બાન પાણી; સુરદાસ એક ભકિત ન જાયગી, જયાકી મતી ઠરાણી. મન તું જાયગો અમ જાની. ૩

# ધોળ ૨૭૧

રાગ બીહાગ.

કોહુ કામ નહી આયો, ભજન બીના કોહુ કામ નહી આયો; આ જુઠી માયાકે કારણ, રતનશુ જન્મ ગમાયો. ભજન બીના૦ ૧ ઉંચે ઉંચે મેહેલ ચિત્ર વીચિત્ર કીનો, રૂચી રૂચી ભોવન બ ાયો, તા હું ઓસે પરર નિકસે, ક્ષણુભર રેહે ન પાયો. ભજન બીના૦ ૨ તરૂીઆ કહતહે સંગ ચલુંગી, ધુત ધુત ધન ખાઓ; ચલતી વેરે રહી મુખ મુડે, ડગકયું નહી પોહોચાયો. ભજન બીના૦ ૩ જેતે સંગી તેરે હેત કરતહે, તીનકે હાથ બંધાયો; કાહાડ લીએ કંઠ હું તે દોરા, ફુંકી ફુંકી બદન જલાઓ. ભજન બી

ना० ४ अब तुं सच करतहे अधरमी, पेहेले कछु न क माये; सुर कहे भगवंत भजन बीना, उंधे सीर लटका ये. भजन बीना कोहु काम नही आये. ५

# धोळ २७२

राग बीहाग.

जीवन ऐसे जो बनी आवे, जीवन ऐसे जो बनी आवे; श्री वलभ श्री वीठल प्रभुकी, सरण तात जो पावे. जीवन० १ द्वादस तीलक संहीत मुद्रा धरी, तुलसी कंठ धरावे; प्रेम सहीत जो नंद नंदनके, दीन जन्म कर्म गुण गावे. जीवन० २ श्री भागवत मुख रस टीका, अनुदीन श्रवण करावे. भुशण बसन बीचीत्र बहुं रंग, प्रभुकु लाड लडावे. जीवन० ३ आछी भात सामग्री करके, प्रभुकु भोग धरावे; प्रभुके भकतनसु हील मील के वे प्रसद जो पावे. जीवन० ४ श्री गोकुळ गोवरधन बसके, शेव द्रढ गन लावे; शामा स्याम संगमकी लीला, ध्यान रुदेमां आवे. ५ श्री जमुनांजीशु अधीक स्नेह करी, मुख जळ पान करावे; रसी कहे पाय बाघी धुघरी, अपनो अंग नचावे. जीवन ऐसे जो बना आवे० ६

## ठाकोरजीने जगाडवानां पद.

पद.

राग वीभास.

जागो गोपाळ लाल देखो मुख तेरो; पाछे ग्रह काज

કર નિત્ય નેમ મેરો. ૧ વીગત નીસાં અરૂણુ દીશા ઉજાત ભયો ભાન; ગુંજત અલી પંકજ જાગત જાગહુ ભગવાન. ૨ દ્વાર ઠાડે બંધીજન કરતહે કીંવાર, યશ પ્રસંસ ગાવત હરી લીલા અવતાર. ૩ પરમાનંદ સ્વામી દયાળ જગત મંગળ રૂપ; વેદ પૂરાન પઢત ગ્યાન મહીમા અનુપ. ૪

---

## ભગવાનને ખેલાવવાનાં પદ.

રાગ દેવગંધાર.

ભલી યહ ખેલવેકી, મદન ગોપાલ લાલ કાહુકી રાખત નાહીન કાની. ૧ અપને હાથ લે દેત બનચરના દુધ ભાત ધરત સાની; જો બરજો તો આંખ દેખાવે પર ઘરકુ દેત દાની. ૨ સંનીગ્રી જસોદા કરત વસુત કે યહલે ગાટ મથાની; ફોરી ફોરી દહી ડારી અજીરમે કોન સહેની તહાંની. ૩ ઠાડી હસતી નંદજીકી રાની, સુંદી કમળ મુખ પાની; પરમાનંદ દાસ જાનતહે ભોલી બુઝી ઘોઆની. ૪

---

## ભગવતનાં નોછાવરનાં પદ.

રાગ હમીર.

આએ મેરે નંદ નંદ કે પ્યારે, માલા તીલક મનોહરવાનો ત્રીભુવન કે ઉજીઆરે. ૧ પ્રેમ સહીત બસાત ઉર મોહનને કહુ ડરત નઠારે રદય કમળ કે મધ્ય બીરાજત શ્રી વરજરાજ કુમારે. ૨ કાંહાં જાનુકો પુન્ય પ્રગટ ભયો

મેરે ઘર જો પધારે; પરમાનંદ કરી નોછાવર, વારી વારી કરી હું વારી. ૩

---

## શ્રી ઠાકોરજીના માહાત્મનાં પદ.

પદ.

રાગ પુરવી.

મોહનનંદ રાય કુમાર પ્રગટ બ્રહ્મની કુંજ નાયક ભક્ત હીત અવતાર, પ્રથમ ચરણ સરોજ વંદુ સ્યામ ઘન ગોપાળ; મકર કુંડળ ગંડ મંડીત, ચારૂ નેન વીશાળ; બળ રામ સહીત વીનોદ લીલા શીષ શંકર હેત દાસ પરમાનંદ પ્રભુ હરી નીગમ બોલે નેત. ૧



# श्री नाथद्वारना साचोरा ब्राह्मण जगन्नाथ तरफथी मळेली वैश्नवने नित्य नियम राखवानी शीक्षा

શ્રી કૃષ્ણાયનમઃ શ્રી ગોપીજન વલ્લભાયનમઃ વૈષ્ણવને પ્રાતઃકાળે વેહેલું ઉઠવું, સુર્યોદય સમે નિંદ્રાં નિશેદછે, પ્રથમ ઉઠીને કંઠમાં બે માળા તેહનાં દરશન કરવાં, હાથ ધોવા, તીન કોગળા કરી ચર્ણામ્રત લેવું. ત્યારે પછી જયજય શ્રીવલભ પ્રભુ શ્રીવિઠલેશ સાથે તથા જયજય શ્રીવલ્લભનંદન પ્રાતઃ સમે ઉઠી કરીએ. શ્રીલક્ષમણ સુતગાન પ્રાત; સમે ઉઠી કરીએ. શ્રી વલભ સુત ગાન ઈન વિના ઓર જે આપને કીરતન આવડતાં હોય તે ગાઈએ. શ્રીજુમનાંજીનાં પદ તથા વલભાખ્યાન પછે દીશા જંગલ જઈએ, તે જતાં વખતે બે માળા કંઠમાં હોય તે અગર જનોઈ હોય તે કાને લગાવવી. તીન વાર મ્રતકા લેઈ ગુદા ધોવી તથા દીશા જંગલ જઈયે તે પછી ડાબા હાથથી લોટો ન ઝાલવો તથા ડાબો હાથ જાજે અડકાડવો નહી. દસ વાર મ્રતકા લેઈને હાથ ધોવા, પછી પગ ધોવા, ત્યાર પછી મ્રતકા લેઈ બે વાર હાથ ધોવા, બાર કોગળા કરવા, પછી દાતણ કરવું, શુદ્ધ જગોપર લોટો મુકી દાતણ કરવું, દાતણ કરતાં એઠો હાથ લોટે લગાવવો નહી. કુગળીવતી હાથ ધોવા, પેહેલા કોગળા કરી મોહોડુ શુદ્ધ કરીને હાથ ધોઈને પછી કપાળ ધોવું, પછી સ્નાન

કરી વાળી કપડે અડકવું નહી, અપ્રશમાં રેહેવું, પછી એકાંત જગાએ સુકવેલું ધોતીયું જો તેને કોઈ અડયું ના હોય તો તે ધોતીયાને પેહેરવું અથવા મુગટો પેહેરવો, પછી જ્યાં બેસવાનુ ઠેકાણું હોય ત્યાં આસન ખીછાવવો, પછી આપણે બેસવું. બેસીને તીલક કરવું, તીલક કરવાની રીત શ્લોક પ્રમાણે.

કુમકુમે ન ચરે બિમા તિલકાની દ્વાદ શિવતું; ॥ લલાટે ઉર્ધ્વ પૂંદ્ર સ્યાતુ ૫દમા કાર ંતુ વક્ષસિવેણું પત્રનીભં બાહુ અન્ય દિપા કૃતિ ભવેત ॥

અરથ—પ્રસાદી કંકુ થકી દ્વાદસ તીલક કરવાં, ઉર્ધ્વ પુંદ્ર જે માર્તંડ ગ્રંથમાં શ્રીગીરધરજી માહારાજ કાશી વાળાએ નિરણય કરયું છે. લલાટકે વિશે ઉર્ધ્વ પુ દ્ર કરવું ઉર્ધ્વપૂંદ્ર ભગવાનના ચરણકૃતી દંડાકાર કરવુ, એ તિલક નિરગુણ એટલે ગુણ દરેક રહીત હેવી રીતે કરવું, એ તીલક શુદ્ધ છે રૂદય કમળ વિશે કમળના ફુલની આકૃતી અથવા ભુજાને વિશે વાંસના પતા સરખું, બાર ઠેકાણે દીવાની જોત સરખાં, એવી રીતે તીલક કરવાં, હેના ઉર્ધ્વપૂંદ્રની ભીતર એક ગદા ધારણ કરવી, તેના ઉપરે ત્રણ સંપ્રદાયની છાપ ધારણ કરવી. છાપાં કરયા વિના રેહેવું નહી. કહ્યું છે કે—

॥ ઉર્ધ્વપુંદ્ર ત્રિપુડવા મધ્યે શુંન્યન કારીયતે ॥

અર્થ—તીલક વીચમાં શુન્ય ન રાખવો, ચાંલો કરવો, એ શાસ્ત્રમાં કોઈ જગાએ વચન નથી તેથી ચાંલો ન કરવો. ભગવંત નામ રૂપી છાપાં જરૂર ધારણ કરવાં

જેટલી વાર નાહીએ તેટલી વાર તીલક કરીએ તેટલી વાર છાપાં કરવા. શ્રી માહાપ્રભુજીએ નિબંધમાં કહ્યુ છે તે શ્લોક—

॥ શંખ ચક્રાદિકં ધાર્યં મૃદં પૂજાંગ મેવતત ॥

॥ તુળશી કાષ્ટજા માલા તિલકં લિગ મેવવા ॥

અરથ—શંખ ચક્રાદિ ધારણ કરવાં, મૃત્યકા વતી કરવાં એટલે ગોપીચંદન કદાપી ન મળે તો બ્રમાંડ ઘાટની રેજવતી કરવાં તથા તે પણ ન મળે તો તુળશીજીના થડ ભીતરની મૃત્યકા વતી કરવાં પણ છાપાં વિના ન રેહેવું. તુળશી કાષ્ટની માળા પેહેરવી તથા તીલક ઉર્ધ્વપૂંડ્ર કરવું. નિબંધ તત્વ દ્વિપ શ્લોક ॥ વન્હિ નૈવતુ સંયુક્ત ચક્ર માદાય વૈષ્ણવ: ॥ ધારયતે સર્વ વર્ણાના હરિજ લોકપ કામ્યયેતિ ॥ તે થકી તતામુદ્રા ધારણ ન કરવી ॥ શખાદિ ચિન્હ રહિત; પૂજાંવસ્તુ સમાચરેત ॥ નિ:ફળ પૂજન તસ્મહરિનાપિન તુષ્યતિ ॥ અરથ—તે થકી છાપ વિના શેવામાં ન જાવું શેવામાં જાય તો હરી જે ભગવાન તે પ્રસન ન થાય તેથી છાપાં કરવાની જરૂર છે વષ્ઠરનવને શેવા જરૂર કરવી શ્લોક નિબંધ તત્વ દ્વિપનેશ એક કાલં દ્વિકાલંવા ત્રિકાલંવાપિ પૂજ્યતે ॥ અરથ—આપને ઘરમે પૂષ્ટિ મારગની પરનાળીકા યુક્ત શેવા ન બીરાજતી હોય તો હું ગુરૂની આજ્ઞા પ્રમાણે સુક્ષમ શેવા કરવી પણ શેવા વિના રેહેવુ નહી. તે શેવાની રીત બપતા નથી. એક કાળ જાય તો બીજા કાળમાં અથવા બીજો કાળ જાય તો ત્રીજા કાળમાં શેવા કરવી પણ સુક્ષમ શેવા કરયા વિના ખાવુ નહી. આપણા શ્રી જે ભગવાન તે થકી બહુીર

મુખ થાય. શેવાના અવકાશમાં સંધ્યા કરવી. કાળનો ત્યાગ થાય પણ કરમનો ત્યાગ ન થાય તેથી શેવાના અવકાશમાં કરવી, પછી જપ કરવો, પછી આપને જે શ્રી સરવોતમજી પાઠ અગર બીજો કોઈ પણ પાઠ આવડતો હોય તે જરૂર કરવો સરવોતમજીનો પાઠ તો જરૂર કરવો કેમકે તે વઇશ્નવની ગાયત્રી છે, જે રીતે આપણે શેવા કરતા હોઇએ તે કરયા પછી માહાપ્રસાદ લેવો. ભોગ ધરીને અથવા છ પ્રકારના જે પ્રસાદ કહ્યા છે તેમાં એકે પણ જરૂર લેવો. તે છ પ્રસાદ કયા કયા તેહેની વીગત—૧ સાક્ષાત પ્રસાદ, ૨ સ્પર્શ પ્રસાદ, ૩ દ્રષ્ટ પ્રસાદ, ૪ મિશ્રીત પ્રસાદ, ૫ ચરણાંમૃત પ્રસાદ, ૬ અક્ષ પ્રસાદ, એ રીતે છ પ્રકારના પ્રસાદમાંથી એક પણ લેવો, અસમરપિત વસ્તુ લેવી નહી.

સાંજની રીત—ત્રણ વાગ્યા પછી જે રીતે આપણ શેવા કરતા હોઈએ તે પ્રમાણે કરવી તે પછી શ્રી ગોવરધનનાથજીનું ધ્યાન કરવું પછી વલભાખ્યાન અથવા મુળ પુરૂષ અથવા શ્રી ભાગવતની અનુક્રમણીકા આદી લોક આપણને જે ધોળ આવડતાં હોય તેહનો પાઠ કરવો. પછી વઇશ્નવ મંડળીમાં જાવું. તેહનો નીમ રાખવા; ને ત્યાંહાં જે વંચક થતુ હોય તેહેનું ધ્યાન રૂદેમાં રાખવું, ને તેમાં જે સંસય હોય તેહેનો ખુલાસો જે કોઈ મોહોટો વઇશ્નવ હોય તેહને પુછી કરવો. ને તે જે પ્રમાણે કહે તે પ્રમાણે ચાલવું સત સંગ કરવાની જરૂર છે, વઇશ્નવને મુખ્ય દયા રાખવી, સંસાર વીશે વઇરાગ રાખવો એટલે સંસાર વિશે આશક્ત ન થવું; કામ, ક્રોધ, લોભ, મદ મત્સર કરીને રહીત રેહેવું, કોઇની હાંસા ન કરવી, તથા

નિંદા ન કરવી, કોઈ ઉપર દ્વેશ ન કરવો; અસત્ય ભાષણ ન કરવું, અનાશ્રય ન કરવો, અસત સંગ ન કરવો, ખોટી ક્રીયા ન કરવી, ભગવંત ધરમ સમાન બીજો ધરમ ન જાણવા; પરસ્ત્રીનું ગમન ન કરવું. જો કરે તો હજાર વરસની તપશ્ચર્યાની નાસ્તી થાય, હજાર વરસની શેવા નિસ્ફળ થાય, દરશન કર્યા વિના સરવ સ્થાન રેહેવુ પરસ્ત્રી સાથે એકાંતમાં એક પળ પણ બેસવું નહી. જો બેસે તો કામ ઉત્પન થયા વિના રહે નહી. તે થકી શ્રી ભાગવતના દીકમાં ના કહી છે, આપણી દીકરી હોય અથવા બેહેન હોય તથા માતા ગુરૂપત્ની અથવા સાસુની જોડે પણ એકાંતમાં ન બેસવું—શ્રી માહા પ્રભુજીએ આગ્ના કરી છે. ॥ શ્લોક ॥ વિષયા ક્રાંત દેહાનાં નાવેશસર્વથાહરેઃ ॥ અરથ જેહનું મન લાકીક વિશયને વીશે છે તેહના હૃદયમાં કોઈ કાળ ભગવાન પધારતા નથી. વઇશ્નવને શ્રી ઠાકોરજી શ્રી વલ્લભકુળવાન એમને વીશે સામાન્ય બુધી રાખવી. તથા વઇશ્નવે હમેશાં પોતાના ધરમમાં તુળશીજીની તથા ગાય ની શેવા કરવી.

### કીરતન સુતી વખત સ્મરણ કરી કેહેવું.

જયશ્રી વલ્લભ જય શ્રીવિઠલ જય શ્રી જમુનાં શ્રીનાથજી; કળીયુગના તો જીવ ઓધારયા, મુસ્તક ધરીઆ હાથજી. વઇશ્નવજન પર કૃપા કરીને દેજો વરજમાં વાસજી આગે પાછે ગાઉ બીરાજે, બીચમે માહારો નાથજી. મોર મુગટ પીતાંમર સોહીએ, મોરલી શોભે હાથજી; જય શ્રી ગીરધર જયશ્રી ગોવીંદ, જયશ્રી બાળક્રશ્નજી. જયશ્રી ગોકુળ પતી, જયશ્રી રઘુપતી. જયશ્રી જદુપતી, શ્રીધનસ્યા

मजी. श्री गोकुल वारे नाथ, मेरी डोरी तु माहारे हाथजी. जय जमुनां ^, श्री गोरधननाथ. माहा प्रभुजी श्री विठल नाथ, जेजे श्री गोकुलेश. शेस्य नरेहे कलेश, क्षणुंणुं पळ पळ स्मरण कीजे, नाम नीरंतर लीजेजी. चरण शरण राजे माहारो वाहालो. श्री गोकुल अवतरीएजी; श्री गोकुळमां तो वासो वशीए, संतसजातीमां रहेजी. श्रीव लभ श्रीवलभ मुखथी कहीए, भवसागरतो तरीएजी. नीत्य प्रत्य रमणरेतमां रहीए, गुलाब छडी दरशन करीए. जे दरसन ब्रह्माने दुरलभ, ते अपने आगे करीए. श्रीवंद्रावन गोवरधन वाशी. राधा माधव सुंदरश्याम. हरीजनको शेवक. दरशन दीजे आठोजाम. एटलुं कही मुख चरणाम्रत लेवुं.

श्री माहा प्रभुए अपना निबंधमां जे आज्ञा कहीछे ते प्रमाणे ते शास्त्र मुख्य जाणवां. १ वेद, २ व्यासुत्र, ३ गीता, ४ श्रीमद भागवत, ए चारेने सौपमा मानवा.

पेशाब करीने हाथ पग धोवा ने त्यार पछी कोगळा त्रण करवा ने जमीने कोगळा आठ करवा. विषय कर्यांने कोगळा करवा प्रसंगे प्रसंगे कोगळा करी चरणाम्रत लेवुं अशुद्ध रेहेवुं नही.

| | |
|---|---|
| श्री हरायजीनी शिक्षपत्री<br>श्री गोकुळनाथनुं वचनाम्रत<br>श्री द्वारकेशनी भावना. | वारंवारने वार वार वि-<br>चार करवो अने जरूर<br>सांभळवुं. |

स्लोक.

चैकंठ भगत तुळशी नलीनाक्ष माळा चेमांहुं मुखपरी शोभीत शंख चक्रा एवा ललाट पटलेन सारदुर्ध्व पुंडरते वर्षस्तवा भुगन माशु पवित्र पति.

અરથ.

જેને કંઠમાં તુળશીની માળા છે, અથવા કમર કાકડી ની માળા છે; બાહુને વિશે શંખ ચક્રાદી ધારણ કર્યાંછે, લલાટને વિશે ઉર્ધ્વપુંડ્ર તીલક છે એવા જે વઈસ્નવ તે જ્યાંહાં જાયત્યાંહાં એક માસ સુધી તે ભોવન પવિત્ર રહે.

અધ્યાય તથા સ્લોક તથા પ્રકરણનું પ્રમાણ સ્કંધ વિશે.

રાગ કાપી.

શ્રી વલ્લભ ચરણે લાગુજી, ગુણ ગાવું વાણી હેવી માગુજી. ૧ શ્રી વિઠ્ઠલનાથજી પુરો આશજી, જન્મ જન્મની જાણી દાસજી. ૨ અનુક્રમ શ્રી ભાગવતનું કહીએજી, સ્કંદ તે દ્વાદશ લહીએજી. ૩ અધ્યાય ત્રણસેંને બત્રિશજી, પ્રાકૃત અધ્યાય મળી ત્રણસે પાંત્રીશજી. ૪ સ્લોક અઢાર હજાર પ્રમાણજી, પ્રકરણ તેંતાળીસ પ્રમાણ નિરવાણજી. ૫ ઓગણીશ અધ્યાય પ્રથમ સ્કંધજી, ત્રણ્ય પ્રકરણ કહ્યાં પદ બંધજી. ૬ હિત પ્રકરણ ત્રણ અધ્યાય લગી થાયજી, પેહેલા અધ્યાય સઉનક પ્રકરણ કેહેવાયજી. ૭ બીજે અધ્યાય સુત પુરાણી ઉતર દીધોજી, ભક્તિ યોગ તે ઉત્કૃષ્ટ કીધોજી. ૮ ત્રીજે અધ્યાય કથા અવતાર ચોવીશજી, બીજુ પ્રકરણ મધ્યમ કહુ નામી શીશજી. ૯ ચોથે ચિંતા વ્યાસજીને થઈ નારદ આવ્યાજી, ઉપદેશ કરી પાંચમે સમજાવ્યાજી. ૧૦ કીજેજી શ્રી ભાગવત પ્રકાશજી, તેણે થાય તાપ તીમરનો નાશજી. ૧૧ છઠે પોતાનુ વરતાંત નારદ કહ્યુંજી, આગળ જન્મે જે સુખ દુખ લહ્યુંજી. ૧૨ ત્રીજુ તે પ્રકરણ ઉતમ જાણોજી, તેર અધ્યાયમાં એહ વ-

પાણીજી. ૧૩ સાતમે અધ્યાયમાં બાગુ અસ્તરથામા કેરાં જી, રક્ષા કરી સરવને રાખ્યાં નેરાંજી. ૧૪ આઠમે ઉતસ્યા ગર્ભ રક્ષા કરી લીધીજી, કુંતાજીએ પ્રભુની સ્તુતી કીધીજી. ૧૫ ભીષ્મ પીતાએ યુધીશ્ટરને ઊપદેશ કીધોજી, તે સરવને વચે અધીયાય પ્રસિધોજી. દસમે અધીયાય યુધીશ્ટરને રાજ્ય બેસારચાજી, પછે શ્રીજી પોતે દ્વારકાં પધારચાંજી. ૧૭ એકાદશ અધ્યાય સગાં સહોદર સરવ મળીઆંજી, માંહો માંહ્ય પરસ્પર ભળીઆંજી. ૧૮ ભગવત ભક્ત પરીક્ષત રાયજી, જન્મ વરણુ દ્વાદશ અધ્યાયજી. ૧૯ ત્રઓદશે વીદુરજી હસ્તીનાપૂર આવ્યાજી. તિરથ યાત્રા કરી સરવ મન ભાવ્યાજી. ૨૦ ધતરાષ્ટ્ર ગાંધારી લેઈ સાથજી, વીદુરજી ચાલ્યા ઉતરા પંથજી. ૨૧ ચઉદમે અધ્યાય દ્વારકાંથી આરજુન આવ્યા ઘેરજી, મુખ જોઈ યુધિષ્ઠર પ્રશ્ન પુછચા જેહજી. ૨૨ પંદરમે અધીયાય યાદવ કુળ ક્ષે થાયજી, પરિક્ષતને રાજ્ય દેઇ પાંડવ ઉતર પંથ જાયજી. ૨૩ સોળમે અધીયાય પરિક્ષત દીગવીજે કહ્યાં જી, પ્રથિવ ધરમ કળીયુગને તાંહાં લહ્યાજી. ૨૪ ધરમ રક્ષા સતરમે અધીયાય કીધી જી, કળીયુગને સ્થાન દેઈ શીખ દીધીજી. ૨૫ પરિક્ષતને વિપ્ર શ્રાપ થયો અરિષ્ટજી, ઓગણીસમે અધીયાય જઈ બેઠા ગંગા તારેજી. ૨૬ સરવ રાજ્ય તે ત્યાગ કીધુજી, શુકજીને પૂછીને વરત લીધુંજી. ૨૭ અધીકાર લીલા એ કેહેવાયજી, એક રસના કુષ્ણ કરી ગુણ ગવાયજી ૨૮ હરીદાસ પ્રભુ શ્રી ગોવરધન ધારીજી, શોભા નીરખી નીત્ય પ્રતે જાઊ બલીહારીજી. ૨૯ ઈતી પ્રથમનું ધોળ આખ્યાન સપૂર્ણ.

# अथ श्री द्वीतीय स्कंध अनुक्रम

## आख्यान प्रारंभ.

જાને લીલા દ્વિતીય સ્કંધછે, અધ્યાય દસ માંહે; પ્રકરણ એનાં ત્રણયછે, તત્વ ધીયાન પેહેલું ત્યાંહે. ૧ પેહેલા અધી-યાય માંહે કહ્યાં, સાક્ષાત યોગ જ્ઞાન; પોતાનાજ કારણે, સ્થુળ સ્વરૂપનું ધીયાન. ૨ સુક્ષમ સ્વરૂપનું ધીયાનછે, તેતો અધીયાય બીજે; પ્રપ્રસાદ પ્રકરણ બીજુ, એનું વર્ણન ત્રીજે. ૩ ઉસતી દેવતા સરવની, થઇ ભક્તી તે સકામી; સરવ તજી પ્રભુને ભજો, એછે અંતર પામી. ૪ મન વાં-છીત ફળ પુરશે, પુરણ કામ એહ; મંગળાચરણ સુકજી કરયું, ચોથે અધીયાય તેહ. ૫ તેમાં શ્રીજીની સ્તુતી કરી, તે કયાં લગી કહીએ; ત્રીજુ મનનુ પ્રકરણ છે, તે છ અધી-યાયમાં લહીએ. ૬ એક ઉત્પતી, બીજો ઊપપતી; એના બે પ્રકાર, પ્રથમ ઉત્પતી પ્રકારનો, કાધો છે ઊચ્ચાર. ૭ નારદે પૂછયું બ્રહ્માજીને, કહ્યુ પાંચમે કરી માન; અધીયા-ત્મક જ્ઞાન પચીકરણ, સ્થુળ સુક્ષમ જ્ઞાન. ૮ આઠ સ્વરૂપ વઇરાગનાં, છઠે અધીયાય જાણો; સરવ ઉત્પતી પ્રભુથીથઇ, તે કહી વખાણો. ૯ સાતમે અધીયાય શેવા વર્ણન, ચોવીશ અવતાર; આઠમે અધીયાયથી જાણીએ, ઉત્પતી પ્રકાર. ૧૦ નારદજીએ બ્રહ્માજીને પૂછીયું, તે એમાં કહીએ; પોતાની ઉતપતી કહી, તે નવમે અધીયાય લહીએ. ૧૧ ચતુર શ્લોક શ્રી ભાગવતનો, બ્રહ્માજીએ ઊપદેશ કીધો; નારદજીએ રેદે ધરી, શ્રવણે રસ પીધો. ૧૨ તે ઉપદેશ શ્રી શુકજી-એ, પરિક્ષતને કહ્યો; શ્રી ભાગવત રસ સાંભળી, કૃતાર્થ

થયો. ૧૩ આ અધીયાય જો વરણવું, આધો દઈવક સ્વ-
રૂપ, દશમ અધ્રીયાય વરણવું, તે કહીએ અનુપ. ૧૪ શ્ર-
વણે સુધારસ પીજીએ, રૂદીયા માંહે ધરી, હરીદાસ પ્રભુ
સોભા નીરખીએ, શ્રીકુંજબીહારી. ૧૫ ઈતિશ્રી ભાગવત
દ્વીતીયસ્કંધ અનુક્રમ આખ્યાન સંપુરણ.

# અથ શ્રી ત્રતીય સ્કંધ પ્રારંભ

( એની ચાલ વન યાત્રાના ધોળની છે. )

સ્વર્ગ લીલા ત્રતિયસ્કંધ કહીએ, અધીયાય તેત્રીશ પ્રકર-
ણ ચ લહીએ. ૧ પેહેલું અધીકાર પ્રકરણ કહ્યુ, અધીયાય
ચારે, વીદુરજી તીરથ યાત્રા કરી આવ્યા ત્યારે. ૨ વીદુર ઉ-
દ્ધવજી જમુનાના ત્રટમાં મળ્યા સહી, બીજે અધ્રીયાય બાળ
ચરીત્રની લીલા કહી. ૩ ત્રીજે રાજ્ય લીલા ચોથે પ્રભાશ
લીલા કેહેવાય, પછે ઉદ્ધવજી ત્યાંથી ઉત્તર પંથે જાય. ૪
બીજુ પ્રકરણ ગુણ નીત્ય પાંચમેથી જે; વીદુરજી મૈત્રૈયને
પૂછે ભગવાન માયા તત્વે તે. ૫ છઠે માયા નીરૂપણ મૈ-
ત્રય કીધું, ત્રીજે સગુણ પ્રકરણ અધીયાય ત્રણમાં સીધુ.
૬ સાતમે ભગવત ચરિત્ર અવતાર કથા પ્રશ્ન પૂછ્યાં જે,
આઠમે મુળ પૂરૂષથી બ્રહ્માજીની ઉતપતી થઈ તે. ૭ ન-
વમે અધીયાય બ્રહ્માજી શ્રીજીની સ્તુતી કીધી, દરશન થયા
શ્રષ્ટિ કરવાની આજ્ઞા દીધી. ૮ ચોથું કાળ પ્રકરણ દશમે
અધીયાયથી જાણો, કાળાતમ કઈક પ્રકાર પશુ સષ્ટિ વ-
ખાણો. ૯ પરમાણું કાળ ગતી અધ્રીયાય અગ્યારે, નવ અ-
ધીયાયમાં લાભ મુળજીત પ્રકરણ અધીયાય બારે. ૧૦ બ્રહ્મા
જીને અંગથી સૃષ્ટિ થઈ સનકાદીક મરિચ્યાદિને, સરસ્વતી

સ્વાયંભુ મનુશતરૂપા તે. ૧૧ તેરમે અધીયાય વારાહજીનો જન્મ થયો, ચોદમે કસ્યપજી અદીતી સંવાદ કહ્યો. ૧૨ પંચદશમે જય વિજયને સનકાદીકનો શાપ, સોળમે સનકાદીકને દરશન દીધું વૈકુંઠનાથે આપ. ૧૩ સતરમે હીરણ્યાત વાહાર યુદ્ધ થાય, અઢારમે અધીયાય પણ એ લીલા કેહેવાય. ૧૪ ઓગણીસમે હીરણાક્ષને મારી પ્રથિવ લીધી, વીશમે અધીયાય વરાહની સ્તુતી કીધી. ૧૫ ખટ તત્વ પરકરણ તેહના ભેદછે જે, તેર અધીયાય કરી વરણવ થાય તે. ૧૬ એકવીસમે સ્વાયંભુ મનુ આવ્યા, કરદમ ઋષીની પરારથના કરી મન ભાવ્યા. ૧૭ કરદમ ઋષી દેવહુતીનો વિવાહ કરી, બાવીશમે સ્વાયંભૂ આવ્યા ફરી. ૧૮ ત્રેવીશમે કરદમ ઋષીએ વિમાન રચ્યું, યોગ્યા અભ્યાસને બળે રતનથી જડયું. ૧૯ વઈભવ સુખ ભોગ દેવહુતીના કહ્યા, નવ કન્યાના જનમ તે થયા. ૨૦ કપીલ દેવજીના જનમ ચોવીશમે કહીએ, નવ કંન્યાના વિવાહ લહીએ. ૨૧ પછે કરદમ ઋષી વન જઈ સાધન કીધાં. પંચવીશમે કપીલજી માતાને ઉપદેશ દીધા. ૨૨ છવીશમે તત્વ સંખ્ય વરણવ જેહ, સતાવીશ લગી વરણવ છે તેહ. ૨૩ યોગ્ય ધીયાનમાં જેવા સરૂપનું ધીયાન કરવું, અઠાવીશમે અધીયાય તે રદે ધરવું. ૨૪ ઓગણત્રીશમે ભક્તિ યોગ્ય વરણ કહ્યા, ત્રીશમે વરણવ કરમ વીપાકત લહ્યા. ૨૫ એકત્રીશમે અધીયાય જીવની અવસ્થા કહી, ગરભ સ્થિતિ જન્મ મરણ પરયંત લહી. જ્ઞાન ભક્તિ નિરૂપણ અધીયાય બત્રિસે દેવહુતી સીધ્ધપદ પામ્યાં અધીયાય તેત્રીશે. ૨૭ માતાએ જ્ઞાન ભક્તિ ઉપદેશથી ચિત ધર્યાં, ત્યારે કપીલદેવજી ઉતરપંથ પધાર્યા. ૨૮ તેર અધીયાયમાં તત્વ પરકરણ થયું,

તેહનાં બ પરકરણુ છે તે પાણ કહ્યું. ર૯ પેહેલા ચ્યાર અધ્યાંયમાં ઉરરમ મુકિત પરકરણ જાણો. હરીદાસ પરભુજીગી લીલા વખાણે. ૩૦ ઈતિશ્રી ભાગવતે ત્રતિયસ્કંધ અનુક્રમ આખ્યાન સંપુરણ.

# अथ श्री चतुर्थ स्कंध प्रारंभ

ચતુરથ સ્કંધમાં વિસર્ગ લીલાહું કહીએ, પ્રકરણ ચાર અધીયાય એકત્રીમાં સહીએ. ૧ ધરમ અરથ કામ મોક્ષ પ્રકરણ ચારછેરે, સાત પ્રકરણુમાં ધરમ પ્રકરણનો વિસ્તાર છેરે. ૨ એના અધિકાર તે દસ પ્રજાપતીર, પેહેલા અધીયાયમાં મનુસંતતીરે- ૩ તેમાં સોમ દતાત્રય દુરવાસા જાણીએરે, નારદ નારાયણ ઈત્યાદીક વખાણીએરે. ૪ વિસ્વાસુરેજાના યજ્ઞમાં દક્ષ પ્રજાપતી આવીઆરે, બીજા અધીયાયમાં સરવે આદર કરી બાલાવીઆરે. ૫ શિવજી ઉઠયા નહી તે દક્ષ પ્રજાપતીએ રોષ કીધોરે. વાખવાદ કરતાં એક બીજાને શ્રાપ દીધોરે. ૬ ત્રીજે દક્ષના યજ્ઞમાં જવા સીખ માગી સતીરે, ત્યારે તે સમે ના કીધી પતીરે. ૭ ચોથે આજ્ઞા ઊલંઘન કરી સતી ગયાંરે, દેહ મુકી પરવતની પુત્રી થયાંરે. ૮ પાંચમે નારદજી શીવ આગળ સરવે વાત કરીરે, ક્રોધ યજ્ઞનો કીધો વિધવંસ વાત રૂદે ધરીરે. ૯ છઠે બ્રહ્માદીક શીવજીની સ્તુતા કરી અહીરે, સાતમે દક્ષનો યજ્ઞ પુરણુ છે તહીરે. ૧૦ સરવે મળી શ્રીસ્તુતી કરી તે જાણીએરે, બીજુ અરથ પ્રકરણ અધીયાય પાંચમે વખાણીએરે. ૧૧ આઠમે અધીયાય ઉતાનપદનો વંશ કહ્યોરે, ધ્રુવજી અપમાને વચને તપ આરાધીયુંરે. ૧ર ધ્રુવ

મે પ્રભુ મળ્યા વરદાન લેઈ આવ્યા ઘર ભણીરે, સરચેન ધ્રુવજી સાથે પ્રિત વ્યાપી ઘણીરે, ૧૩ દશમ ઉતાનપદ પામ્યા મત્યુ દુઃખ રૂદે ધરયુંરે, ભ્રાતનું વેર લેવાની મત્યે ધ્રુવજીએ જુધ્ધ કરયુંરે, ૧૪ એકાદશમે અધીયાય પરભુજી આવીઆ રે, ફરી ધ્રુવજીનું સમાધાન ઘેર ભાવીઆરે. ૧૫ ધ્રુવજીએ રાજ્ય કરયું સંપૂરણ દ્વાદશમે અધીયાય કહ્યુરે, પછે પુત્રને સોંપી રાજ્ય અચળપદ લહ્યુરે. ૧૬ ધ્રુવજી માનીતા પરે પદ પામ્યા તે બારમેરે, ત્રીજુ કામ પરકરણ અધીયાય અગીયારમેરે. ૧૭ એના અધીકારી તે પૃથુરાજ સહીએરે, તેહના ચરિત્રની કથા હેમાં કહીરે. ૧૮ ધ્રુવનો વંશ અધીયાય તેરમે કહયોરે, ચઉદમે રાજા વેન બ્રહ્મ શ્રાપે મારયોરે. ૧૯ પંચ દશમે પૃથુની જન્મપત્રી બીચારીછેરે. ૨૦ સોલમે પૃથુનું ચરિત્ર થયા એકવીશમેરે, સનકુમારથી આત્મ યોગ્ય બાવીશમેરે ૨૧ એતો આઠ અધીયાયમાં છે તે કહયાં, તેહનો ભેદ તે જ અમે લહયારે. ૨૨ બ્રહ્મ તત્વદરશી ત્રણ અધીયાયમાં થાયછેરે, ક્રમ સાયુજ્ય પાંચ અધીયામાં કહેવાયછેરે ૨૩ અનુંક્રમ પુરવે ઉતર જાણજો રે, હવે ચોવીશમે અધીયાય પૃથુવંશ વખાણજોરે. ૨૪ પ્રચેતાને શ્રી મહાદેવજી મળ્યારે, રૂદ્ર ગીત વરણવ કહુંરે હેવા હાલ્યારે. ૨૫ પ્રાચીન બહિરસને નારદ મળ્યા પંચવીશમેરે, પુરંજન આખ્યાન કહ્યું, છવીશથી અઠાવીશમેરે. ૨૬ પુરંજન આખ્યાન સાંભળી ઓગણત્રીશ સમે દુઃખ પામ્યારે, કપીલાશ્રમ જઈ પ્રાચીન બહિરસ સુખ પાંમીયારે. પરચેતાને ત્રિશમે પરભુ પરસન થયા કારજ સીધુરે. કરજો દશ હજાર વરસ રાજ્ય એ વરદાન દીધુરે. ૨૮ એકત્રીશમે નારદજી પરચેતાને ભગવદ વારતા કહીરે, એ કથા સાંભ

जी हस्तीनापुर विदुरे आव्या महीरे. २९ हरीदास शोभा विचारीएरे, सदा एमना गुण कीजे ज्ञान रूदेमां धारी धरे. ३० इतिश्री भागवते चतुरथ स्कंधे अनुक्रम आख्यान संपूरण.

# अथ पंचम स्कंध प्रारंभ.

राग कारी.

पंचम स्कंध अधीयाय छवीस केहेवाय, स्थान लीला नुं वरणन थाय. १ त्रण प्रकरण दस काळ सप्त कहीए, पे हेल ईश प्रकरण अधीयाय त्रण लहीए. २ प्रीय वरतनो वंश कह्यो पेहेला अधीयाय मांहे, सप्त समुद्र द्वीप कह्यां त्यांह. ३ बीजामां अग्नि ध्रुमा नव पूत्र कह्या, ते नव- खंडना राजा थया. ४ नांभी राजाने पुत्रनुं वरदान दीधुं, त्रीजा अधीयाय मांहे प्रसिद्ध. ५ एकवीसमा अधीयायमा बीजु काळ प्रकरण जाणो, चोथा अधीयायमां रशभ देवनो जन्म वखांणो. ६ रशभ देवने नाभीराजे राज दीधु ज्यारे, पोते परम पद पाम्या त्यारे. ७ रशभ देवना पुत्र सोने ब्राह्मण एकाशी, नव योगेस्वर दश राजा सुख राशी ८ पंचमे छठे रशभ देव चरीत्र लहीए, सातमे भरथने पूत्र कह्यो ते कहीए, ९ अष्टमे भरथ चरित्र कह्यां प्र- काश, म्रग संगत म्रग थया ते पांम्या नाश. १० जड भरथ चरित्र नवमे मुगा थई चाल्या. दशमे रहुगणे वे- ठमां झाल्या. ११ भरथने ज्ञान अपूरव रहुगणे पूछ्युं अगीआर, तेज कथा कही छे अधीयाय बार. १२ तेरमे जडभरत कथा चरित्र कही, रहुगण आत्म विद्या पाम्या

ચતુર દીસે સહી, ૧૩ પંચ દશમે સુમતીનો વંશ વખાણીએ, તેમાં ગયા રાજાનો જન્મ તે જાણીએ. ૧૪ સોળમે ભૂગોળ વરણન થાય, તેમાં જાંબુદ્વિપ નવ વરસ મેરૂ પરમાણ. ૧૫ સતરમે દ્વિપ શેવક કહેવાય તે કથા ઓગણીસમે તે થાય. ૧૬ વિશમે સપ્ત સમુદ્રનું પરમાણ, વિશમે એકવીશમે જ્યોતિશ ચક્રનું પરમાણ તે વખાણ. ૧૭ બાવીશ તેવીશ સુધી એ ચરિત્ર કહીએ, ચતુરવિશમે રાહુનું પરમાણ તે લહીએ, ૧૮ ત્રિજુ સ્થપન પરકરણ બે અધીયાય ભેદ એહ, એક જીવાત્મા બીજો પરમાતમા તેહ. ૧૯ પંચવિશમે પાતાળ લોક વરણન કહ્યો, નરક વરણવ છવિશમે લહ્યો. ૨૦ હરીદાસ પરભુ ગુણ ગ્યાન કિજે નિતે, શોભા નિરખી ધરી લોજીએ ચિતે. ૨૧ ઇતિશ્રી પંચમસ્કંધ અનુક્રમ આખ્યાન સંપુરણ.

## अथ श्री सष्ठम स्कंध प्रारंभ

રાગ ધન્યાશ્રી.

એની ચાલ શ્રીમદ વલભ પરભુને કરૂં પરણામજી, સષ્ટમસ્કંધ અધીયાય ઓગણીસમાં પોષણ લીલા વરણન કહી; નામ ધીયાન ને અરચન ત્રણે પરકરણ એમાં છે સહી. ૧ અજામીલનું આખ્યાન અધીયાય પેહેલે, બીજે વીશનુ દુત યમ દુત સંવાદ થયો; મોહા દુષ્ટ આચરણ કરયું તોહે, પરભુ નામ પરતાપે વૈકુંઠ ગયો. ૨ ત્રિજે ધરમ રાજે પોતાના શેવકને, નામ માહાતમ કહ્યું હરી; શ્રવણ કથા કિરતન નામ સ્મરણ કરે. તાંહાં જાઓ રખે ફરી. ૩ પેહેલુ નામ પરકરણ કહ્યું, હવે બીજુ ધીયાન પરકરણ

કહેવાય છે; ચોથા અધીયાયમાં વરણુન તેનું, તેતો ચઊદશ અધીયાય લગી થાય છે. ૪ પરચેતાનો વંશ કહ્યો છે, તે પણ ચોથા અધીયાયમાં જાણીએ; દક્ષનો જન્મ થયો તે સરવ, એમાં કહી વખાણીએ. ૫ પરભુજી પરસન થયા ઘણું, દક્ષે એવું તપ કીધું, પરસન વેદને શ્રીનાથજી, સંતાન થયાનું વરદાન દીધું. ૬ પાંચમે દક્ષના પૂત્ર સરવે મોક્ષ પામ્યા, નારદજીએ ઉપદેશ કીધો; દક્ષને ત્યારે કરોધ ચડાયો, નારદજીને શ્રાપ દીધો. ૭ છઠે દક્ષને કન્યા થઈ તે, કહુ પતી સંતતિ એમાં વખાણીએ; સાતમે ઈંદ્ર ગુરૂ બ્રહસ્પતિ રીસાણા, વિસ્વ રૂપનો ગુરૂ કીધો તે જાણીએ. ૮ આઠે ઈંદ્રને નારાયણ કવચ દીધુ, નવમે વિસ્વ રૂપને માર્યો તે કથા કહી: વત્રાસુરનો જન્મ એમાં કહ્યો, દસમે દધિચીના અસ્થિનું વજર કીધુ સહી. ૯ એ વજર લઈ ઈંદ્રે જુદ્ધ કીધુ, વત્રાસુર સાથે ત્યાં; એકાદસમે પરસપર જુદ્ધમાં, પ્રસનતાનાં વચન થયાં ત્યાં. ૧૦ દ્વાદસમે વત્રાસુર મારી ઈંદ્ર જીત્યો, ત્રયોદસમે બ્રહ્મ હત્યા થઈ; ઈંદરે જ્યારે યજ્ઞ કીધો, ત્યારે બ્રહ્મ હત્યા ગઈ. ૧૧ પૂર્વ જન્મ વત્રાસુરના ચિત્રકેત રાજા, તેહ કથા ચઊદમે કહી; પંચદસમે પૂત્ર શોક થયો, ચીત્રકેતને નારદજીએ સમાધાન કર્યુ સહી. ૧૨ સોળમે પુત્ર શોક સાંભળી, વઇરાગ ઉપન્યો સાધન કીધુ પ્રભુ મળ્યા ત્યાં; સતરમે વઇમાન બેસી કૈલાસ ગયો પારવતીજીએ શ્રાપ દીધો ત્યાં. ૧૩ ત્રીજુ જે અરચન પ્રકરણ, તે અઢારમેથી થાય છે: અદિતિ ને અદિતિના પૂત્રનો, એમાં વંશ કહેવાય છે. ૧૪ મરૂત ગણની ઉતપન્તી થઈ, ઓગણીસમે પૂશવત વરત કર્યુ; હરીદાસ પ્રભુ નીરખ્યા શોભા, ગુણ ધ્યાન કરી રૂદે ધરયુ. ૧૫ ઇતિશ્રી સષ્ટમ સ્કંધ અનુક્રમ આખ્યાન સંપુર્ણ.

# અથ શ્રી સમતા સ્કંધ પ્રારંભ

( શ્રી લક્ષ્મણ સુત શ્રી વલ્લભરાયજી ) એ ચાલ.

સપ્તમ સ્કંધે અધ્યાય પંદરમે થાય છેરે, એનાં પ્રકરણ ત્રણ કેહેવાય છે રે: ૧ અસદ વાસના કહીએરે, સદ્વાસના પ્રકરણ ત્રીજુ લહીએરે; ૨ પેહેલું અદ્વાસના પાંચ અધ્યા ૫ લગી જાણીરે, પેહેલે જય વીજયના શાપનું કારણ એ વખાણીરે. ૩ બીજા અધીયાય માંહી હીરણાક્ષ વધ કરયુરે, માતાને આખ્યાનમાં સમાધાન ગાન કરયુરે. ૪ ત્રીજે ભ્રાતનું વેર લેવા નીમીતરે, હીરણા કશપે તપ કીધું ધરી ચિતરે, ૫ બ્રહ્મ જીએ આવી વરદાન દીધુરે, જેને હરણા કશપે માગી લીધુરે. ૬ ચોથે હીરણાકશપે રાજ કીધુ જયારેરે; દેવતા ભાગી ગયા તે વારેરે. ૭ ભગવત ભકત પ્રહ્લાદ પુત્ર થયારે, પંચમે અધીયાય ભણવાને ગયારે. ૮ ભણવા ભગવદ નામ તે સારરે, બીજુ કાંઈ ન કરે ઉચ્ચારરે. ૯ સદ્વાસના પ્રકરણ બીજુ કહીએરે, તે પણ પાંચ અધીયાયમાં લહીએરે. ૧૦ છઠે પ્રહ્લાદજી ભણતા નિશાળરે શ્રી હરી નામ જપે સરવ બાળરે. ૧૧ સાતમે પ્રહ્લાદજીને બાપે પુછ્યુ ત્યારેરે. તમો એ ભણ્યા છો ક્યારેરે; ૧૨ માતાજીને ઉપદેશ નારદે કહ્યોરે, મેં તો ગરભમાંથી તે લહ્યોરે; ૧૩ આઠમે પ્રહ્લાદજીને પીતાએ ક્રોધ કરી વાર્યારે, સ્થંભથી પ્રગટ થઈને હીરણાકશ્યપ માર્યોરે. ૧૪ દેવતાએ પ્રભુજીની સ્તુતી કરીરે, નવમે પ્રહ્લાદજીની સ્તુતી રૂદે ધરીરે. ૧૫ દસમે ભકિત વરદાન સ્તોત્ર દીધુરે, રાજ બેસાડી સરવ કાજ કીધુરે. ૧૬ મનામા દઈત પિત્રપુરતા

ઓ જેહરે, પાળી ભારમ કર્યુ ત્યાંહા તેહરે. ૧૭ સપ્તાસ ના પ્રકરણ ત્રીજુ ત્યાં થાયરે, એકાદસમે ચાર વરણ કેહેવાયરે. ૧૮ દ્વાદસમે બ્રહ્મચારીના કહ્યા ધર્મરે, વાન પ્રસ્થમાં કહ્યાં સરવ કરમરે. ૧૯ ત્રયોદસમે પતીવૃતાના ધરમ કહીએરે, અજગરને પ્રેહલાદજીનો સંવાદ થયોરે; ૨૦ ચતુરદસમે ગ્રહસ્થાશ્રમ કેહેવાયરે, પંચદસમે ત્રીગુણ ધરમ કેહેવાયરે. ૨૧ ઉત્તમ મધ્યમ કનીષ્ટ સરવ પ્રકારરે, ઉતિ લીલા કહી વીસ્તારરે; ૨૨ હરીદાસે પ્રભુ શોભા નીહાળીરે, ગુણ ગાઉ તે વળી વળીરે. ૨૩ ઇતિ શ્રી સપ્ત સ્કંધ અનુક્રમ આખ્યાન સંપૂરણ.

# अथ श्री अष्टम स्कंध प्रारंभ

રાગ ધનાશ્રી.

જય જય બાલ ગોવરધન ધારી, સુંદીર રૂડાં નામજી એ દેશી.

અષ્ટમસ્કંધ મનવંતર લીલા અધીયામ છે ચોવીશજી; પ્રકરણ કહ્યાં છે એનાં, તે કહું નામી શિશજી. ૧ તામસ સાત્વિક રાજસ ભક્તિ, ચાર પ્રકરણનાં નામજી; પેહેલુ તામસ પેહેલે અધીયાયથી, વરણવું સરવ તજી કામજી. ૨ સ્વયંભુ મનુ સ્વારોચિષ મનુ, ઉતમ મનુ તામસ મન કહ્યાજી; બીજે અધીયાય ગજેંદ્રને, જળમાં ગ્રાહે ગહ્યાજી. ૩ ત્રિજે શ્રી હરીની સ્તુતિ કીધી, ગ્રહેથી મુકાવીઓ ગરજેંદ્રજી; ભક્ત હેત પ્રભુ પોતે ધાયા, છબીપર વારૂ કોટીક ચંદ્રજી. ૪ ચોથે ગજગ્રાહના પૂરવ જન્મનું કહ્યુ, મોક્ષ થયા તે એમ કહીએજી; પાંચમે રેવત મનુ ચાક્ષસ મનુ થયા તે કથા સરવ લહીએજી. ૫ દેવતા દઇત ગયા ક્ષિર સાગર,

અમ્રત મત નીમીતજી; સરવ માળી પ્રભુની સ્તુતિ કીધી, નીરમળ કરીને ચીતજી. ૬ છઠે પ્રભુ પ્રસન થઈ દીધા, દેવતા મંદ્રચળગીરી લેવા આવ્યાજી; ઉપાડી ન શક્યા તે જોઈ, પ્રભુજી ગરૂડે ધરી લાવ્યાજી. ૭ સાતમે કુરમ અવતાર ધરીને, સમુદ્ર મથન કીધુંજી; કરતાં મથન હળાહળ નીસરયું, તે સીવજીને દીધુંજી. ૮ આઠમે રત્ન ચઉદ તે નીસરયાં દેવ દાનવ યુધ કરયુંજી; દેવતાને અમ્રત પાવાને કાજે; મોહની વપુ પ્રભુ ધરયુંજી. ૯ નવમે અધીવાય અમ્રત દેવતાને પાઈ, રાહુનું છેદીયું શિષજી; દેવતાને અમ્રત દઈત્યને ટાંળિ, અંતર ધીયાન થયા જુગદીશજી. ૧૦ દશમે દઈત્ય પરસ્પર વઢીયા, એકાદશમે દેવસુર સંગ્રામજી; દ્વાદશમે મોહની સ્વરૂપ ધરયું, સીવહીત કોટીક કામજી. ૧૧ ત્રયોદશી રઈવસ્વત મનુના રાજમાં, બીજા મનજી પ્રગટ થયાજી; પછે ભવિષ્ય મનવંતર આગળ થાશે, તે પણ સરવ કહુંજી. ૧૨ સવર્ણ મનુદત સાવરણી, મનુ બ્રહ્મા સારવણી કહીએજી; રૂદ્ર સાવરણી દેવ સાવરણી, ઈંદ્ર સાવરણી તે લહીએજી. ૧૩ ચતુરદશી મનવાદિ મનુના પૂત્ર ઈત્યાદિ, સરવે ભગવદ અંસ જાણીએજી; હવે નવ લગી પ્રકરણ તે ત્રીજુ, રાજ્યસ કહી વખાણીએજી. ૧૪ પંચદશમે બળી રાજે રાજ્ય તે કીધું, અશ્વમેધ યજ્ઞ કીધા જ્યારેજી; સોડસમે વિત્તરિપ આદિતી કરી પતિની, પૂત્રની કામના જે કાજ તમારેજી. ૧૫ પૂત્ર થશે વરત કરો કહુ પતિ, થયો વરત વિધી કહીજી, આદિતીએ કરયું પયોવૃત ત્યારે, સરવે વિધી રૂદે લહીજી. ૧૬ સપ્તદશી પયોવરત કિધે, પ્રભુ પ્રસન થયા જાણીજી; ગરભ વિશે આવ્યા પ્રભુ ત્યારે બ્રહ્માદિક સ્તુતિ કરી વખાણીજી. ૧૭ અષ્ટાદશી વામનજી પ્રગટયા, પધાર્યા

બળી વામની પાસજી; યજ્ઞશાળામાં સનમાન કરીને, અવિલોક્યા અવિનાશજી. ૧૮ ઓગણીસમે ત્રણ પદ પૃથ્વિ સંકલ્પ કીધી એહજી; બે પદમાં સ્વર્ગ અતુ સરવે લીધુ, વિશમે એક પદની માગે જાગ્ય તેહજી. ૧૯ ત્રીજા પદનું રહ્યું ન ઠેકાણું, પરસ્પર વિવાદ વચન થયાંજી, એકવીશમે બ્રહ્માજી સ્વર્ગમાં, શ્રીજીના ચરણ ધોયાંજી. ૨૦ અંગુષ્ટ દેખી અભિષેક કીધો, ગંગા પ્રવાહ થઈ પૃથ્વિપર વહ્યાંજી, બળી રાજાને વરૂણ પાસથી બાંધ્યો, તે પ્રશ્ન એમાં કહ્યાંજી. ૨૧ બાવીસમે બળી આત્મ નિવેદન, સત્ય વચન માટે કીધુંજી, શિશ ધરયું ફરી પ્રભુ પ્રસન્ન થયા, રાજ્ય સુતળનું દીધુંજી ૨૨ ત્રેવીશમે બળીને જી દીધું દેવતાને, રાજ્ય ગયું હતું જે એહનુંજી. સરવ મળી સ્તુત કરી પ્રભુની, પ્રફુલીત મન થયું તેહનુંજી. ૨૩ ચોથું પ્રકરણ જે કહીએ ચોવીશમે અધીયાય. વૈવસ્વતમનું રાજ્યમાં, મચ્છા અવતાર થયો તે કેહેવાયજી. ૨૪ હરીદાસ પ્રભુના ગુણ ગાતાં, તનની ત્રમ તે જાયજી, નિત્ય પ્રત્યે એની શોભા નીરખી હઈડું ટાહાડું થાયજી. ૨૫.

# अथ श्री नवम स्कंध प्रारंभ

રાગ એની ચાલ.

નવમસ્કંધ વરણવ કરૂ, અધ્યાય ચોવીસ જાણી, પ્રભુ કૃપાથી ઈસાનું કથા, પ્રકરણ બે વખાણી. ૧ સુર્ય વંશ મર્યાદા પ્રકરણ, તે તો પેહેલું કહીએ, ચંદ્રવંશ પૂષ્ટિ પ્રકરણ છે, તે સાંભળી સુખ લહિયે, ૨ પેહેલે અધીયાયથી પેહેલું સુર્ય વંશ તે કહિયે વખાણો, વૈવસ્વતમનુને પૂત્ર દશ

થયા, ઇક્ષ્વાકુ આદિ જાણો. ૩ એક કન્યા થઈ તે એમ
હવે, કહું બીજો અધીયાય, ચાર સુતને સંતાન થયાં
નહી, તે પણ કેહેવાય, આ પછી ત્રણ પૂત્રને વંશ થયો તે
એમાં કહિએ, નૃગા ભગનારી સંતત તે દ્રષ્ટના લહિયે. ૫
ત્રીજે સર્યાતિનો વંશ કહી રેવતી કન્યા જેમાં, ચોથે નૃપ
નો વંશ કહેરે. રાજા અમરિશ તેમાં. ૬ ભ તને દુરવાસા
એ દુઃખ દીધુ, પોતે દુખ પામ્યા ત્યારે. પાંચમે દુરવાસા
સઘળે ફરી આવ્યા, અમરિશ પાસે જ્યારે. ૭ સુદરસન
ને સમાધાન કરીને, વારયું ત્યારે સુખ થયું; છઠે અમરિશ
નો વંશ થયો, તે સાવે કહ્યુ. પછે ઇક્ષ્વાકુનો વંશ ક-
હ્યો. તેહેના વંશમાં માનધાતા, તેહના વંશમાં મુચકુંદ
થયા; તે કહું વિખ્યાતા. ૮ સાતમે માનધાતાના પુત્ર પૂરૂકુછ
નો વંશ જાણો, તેમાં હરીચંદ રાજા થયા. આઠમે એનો
વંશ વખાણો. ૧૦ જેમાં સગર રાજા થયા, નવમે એનો
વંશ એહ; તેહના વંશમાં ભાગીરથી રાજા, ગંગાજી લા
વીઆ જેહ. ૧૧ ભાગીરથી વંશ કહ્યો, ખડવાંગ થયોઃ
દશમે રઘુનો વંશ કહ્યો, રામ અવતાર કહ્યો. ૧૨ એકાદ-
શમે રામજીનું રાજ્ય વરણવ. દ્વાદશમે કુશનો વંશ કહ્યો
પૂરી પ્રકરણ અધીઆય, બારમે તેરમેયાં લહ્યો. ૧૩ ઇ-
ક્ષ્વાકુના નેમી તેહના વંશમાં રાજા જનક થયા જાણો,
ચૌદમે ચંદ્રમાથી બુધ થય; તેહના પૂત્ર પૂરૂરવા વખાણો.
૧૪ પંચદશમે પુરૂરવાના વંશમાં, શ્રી ફરસુરામજી થયા;
સોળમે ફરસુરામ ચરીત્રને, વિસ્વામિત્ર જન્મ લહ્યા. ૧૫
સપ્તદશમે પુરૂરવાના પૂત્ર મોટા નહુશનો વંશ એમાં
રાજા યયાતીનો વંશ કહ્યો, અધ્યાય અઢાર તેમાં. ૧૬
ઓગણીશમે યયાતિ પરમગતી પામ્યા, વીશમે પૂરનો વંશ

કહો; તેમાં એકવીશમે દુસુકંતને પૂત્ર ભરથ; તેહનો વંશ
ભહ્યો. ૧૭ રંતીદેવ જેહમાં થયા; ગરગાચાર્ય વંશ કહો
રાજા પંચાળના, કૃપાચાર્ય કહી ભહ્યા. ૧૮ બાવીશમે ભ-
પત કહ્યા પછે સંતનું વંશ વખાણો. ૧૯ પાંડવ કોરવનો
વંશ કહિ, પછે જરાસંઘ વંશ કહ્યાએ; તેવીશમે બાકી ય-
યાતિના ચાર પૂત્રનો વંશ કહિયે. ૨૦ તેહમાં યદુનો વંશ
થયો. મધાવી રૂષિ જેહમાં; ચોવીશમે જાદવનો વંશ, ને
અક્રૂરનો વંશ તેહમાં, ૨૧ ઉગ્રસેનને દેવકનો કહ્યો વંશ,
એ માંહે વરણવ કહ્યો છે; જન્મ તે કંશ. ૨૨ સુરસેન
નો વંશ કહો, તે જેહના સુત વાસુદેવ; તેહના સુત પ્ર-
ગટ્યા શ્રી તારેન ચંદ્રજી, નિત્ય કીજીએ સેવ. ૨૩ હરી
દાસ પ્રભુ ગુણ ગાઇને, ચિતમાં ધરીલીજે; નિત્ય પ્રતિ
શોભા નિરખીને નરશે રસ પિજે, ૨૪

## अथ दसम स्कंध प्रारंभ,

શ્રી લક્ષ્મણ સુતને હું નમું, કર તે પરમાણ; વાણી
તે મુઝને આપજો, ગુણ ગાવું તે વિસ્તાર,

શ્રી લક્ષ્મણ સુત ગુણ ગાઇએ, શ્રી વલ્લભ પરમ ઉ
દાર; શ્રી વીઠલવરને સમરીએ, દ્વિજકુળ ધર્યો અવ-
તાર. ૧ એહુના પદ વંદન કરી, માગુ તે વાણી સાર;
દસમસ્કંધ રૂદે ધરી, અનુક્રમણિક કરૂ ઉચાર. ૨ અધ્યાય
સત્યાશી એહના, તરણ મનવંતર કેહેવાય; સર્વે મળી કે-
હેવાય છે, નેવું તે અધીયાય, ૩ નિરોધ લીલા નિરૂપણ,
છે પ્રકરણ પાંચ તે જાણી, જન્મ તામસ રાજસ સાતવી
ક. ગુણ પ્રકરણ વખાણ. ૪ જન્મ પ્રકરણ પેહેલું પેહેલા

અધીયાયથી. ચાર અધીયાય લગી તેહ; રાજાએ પ્રશ્ન પુછ્યું તહારે, શ્રી સુકદેવજી ઉત્તર દીધો તેહ. ૫ શ્રી વસુદેવજીને દેવકીજી, પરણ્યાં કંસરાય કરી પ્રિતી; બીજે અધીયાય કંસે દેવકીજીના, પુત્ર મારેચા તે કહી રીતી. ૬ સંકરષણ ગર્ભમાંહે પધારેચા તે કહું, પછે પ્રભુ પધારેચા ગર્ભ માંહી; તાંહાં સરવ દેવતા મળીને, સ્તુતિ કીધી છે તાંહી. ૭ તરીજે શ્રીહરીજી પ્રગટ થયા, મથુરાંમાં કાંળાગ્રહ શ્રી વસુદેવજીને શ્રી દેવકીજી, સ્તુતિ કરે છે તેહ. ૮ પુત્ર લેઈ શ્રી ગોકુળ પધરાવ્યા, શ્રીયશોદાજીને અંક; કન્યા લેઈ તે આવીઆ, મનમાં તે થાય શંક. ૯ ચોથે માયા ઉઠી ગઈ, આકાશે કંસને થયો પશ્ચાતાપ; પછે એનનું સમાધાન કીધું જોઇને સંતાપ. ૧૦ દઈત્યને તેડી એમ કહ્યુ, મારો ને દુઃખ દો એહ; તામસ પ્રકરણ છે, અઠાવીસમાં થાય તેહ. ૧૧ એના ભેદ ચાર પ્રકાર, પ્રમાણ પ્રમેય કેહેવાય; સાધન ફળ એ ચાર છે, પ્રમાણ પેહેલું થાય. ૧૨ પંચમે શ્રીજીનો ઓછવ વરજ, ફુલ્યુ અંગ ન માય; પછે કંસને કર દેઈને, ગ્રહાવીઆ આનંદ રાય. ૧૩ છઠે પુતના મોક્ષ, સાંતમે સંકટ ભંજન જાણી; ત્રણુવ્રત મરદન વિરવરુપ કીધું, લીલા એહ વખાણી. ૧૪ આઠમે ગર્ગાચાર્ય નામ કર્મ ચૌર્ય લીલાને નતી ભક્ષ; વિશ્વરૂપ દરસન દરસન દેખાડ્યું, જનુનાને તે પ્રતક્ષ. ૧૫ નવમે ઉલુખલ બંધન, દાસામય મળીય છે અરજુન; ભંજન નલકુબર મણીગ્રીવ ઉધાર; એકાદસમે નંદગામની લીલા વછાસુર બકાસુર વધનો પ્રકાર. ૧૬ પક્ષાંતરે કલમસ ભેદના ત્રણ અધ્યાય, વિરૂધ વાક્ય જેહ; દ્વાદસે અઘાસુર વધ, ત્રેયોદસે ગોવાળ મંડળી તેહ. ૧૭ ભોજન શિક્ષા

બેશી ભોજન કીધાં, બ્રહ્માજીએ હેર્યાં વછ બાળ; ચઉ-
દમે પ્રભુ લીલા જોઈ, બ્રહ્માએ સ્તુતી કીધી તતકાળ.
૧૮ બીજુ પ્રમેય પ્રકરણ છે, તેના સાત અધ્યાય; દ્વાદસે
વન ક્રિડા કરી, પ્રભુજીએ ચરાવી ગાય. ૧૯ ત્યાં ધેનુક-
નો વધ કરી, વિશ જળથી રાખી સરવ; ત્રયોદસે કાળીં-
દ્રી મથન કીધું, વિષ દુર કીધું નિવાર્યો ગરવ, ૨૦ ચઉ-
દમે કાળી રાક્ષ', ત્યાંહાં તેનો તે કહ્યો પ્રકાર; દાવાનળનું
પાન કીધું, સરવના કરી સાર. ૨૧ પંચદસમે બાળલી-
લા પ્રભુ કરી ચરાવી ગાય; ગ્રિષ્મ રતુ વર્ણવ કરીને પ્રલ
બ વધ કેહેવાય. ૨૨ સોળમે દાવાગ્નિનું પાન કીધું, વન
થી પધારયા ગેહ: સતરમે વરષારૂતુ વરણવ શરદ રૂતુ વ
રણવ તેહ; ૨૩ અષ્ટાદસે વેણુ ગીત, પછી ત્રીજું સાધન
પ્રકરણ કેહેવાય, ચિત ધરીને સાંભળો એના તે સાત અ
ધ્યાય. ૨૪ ઓગણીસમે હેમંત રૂતુ, કાત્યાયની વરત વ-
ખાણી: વરજ ભગતને વરદાન દીધું, એમાં તે એ જાણી.
૨૫ વીસમે રૂષિ પત્નિનું અંન આરોગ્યા; એકવીસમે ઈંદ્ર
નો ત્રોજ યાગ; ભોગ ધરાવ્યો ગીરીરાજને, પ્રભુજીએ ક-
રી અનુરાગ. ૨૬ અન્યાશ્રય દુર કરાવી, પોતાના આશ્રય
કરાવ્યો નાથ; બાવીસમે ઇંદ્રકોપ વૃષ્ટિથી, રાખ્યો સરવ
સાથ. ૨૭ ત્રેવીસમે એવું પરાક્રમ જોઈ, સરવને આશ્ચર્ય
સાન એવું થાય; ચોવીસમે ઇંદ્રસ્તુતી અભિષેક કરી, ગોવીં
દ નામ ધર્યું કેહેવાય. ૨૮ પચીસમે નંદજીને વરૂણ પા
સથી, મુંકાવ્યા વરજ ઈશ; વરજ ભકતને બ્રહ્મ રૂપમાં
નિજ ધામ દેખાડ્યું શ્રી જગદીશ. ૨૯ ફળ પ્રકરણ કહ્યું
ચોથું, સાત અધ્યાય માંહે એહ; છવીસમે વેણું નાદ કરી
વરજ ભકતને તેડયા તેહ. ૩૦ રાસ ક્રિડા આરંભ કરી,

અંતરધ્યાન થયા તે વખાણી: સતાસમી વરેજભક્ત
લીલા સ્મરણ કરી, મૃગને સુધિ પુછતાં ફરયાં જાણી. ૩૧
અઠાવીસમે વરેજ ભક્ત મળી, સરવે કરેયુ ગોપીકા ગીત
ગ્યાન; ઓગણત્રીસમે દીન થઈ રૂદન કીધુ, તતકાળ પધા-
રયા ભગવાન. ૩૨ ત્રીસમે રાસ રમણ કરી, સુખ દી-
ધુ વરેજ ભકતને નાથ; એકત્રીસમે સરપ કંશથી નંદરાયજી
મુકાવ્યા, તે દીઠુ સર્વ સાથ. ૩૩ બળદેવજીનો રાસ વરણ-
વ્યો, તેમાં શંખ ચુડનો વધ કેહેવાય, બતરીસમે દીવસ
વીયોગ તાપરા દુર કરવા, વરેજ ભકત યુગળી ગીત ગાય.
૩૪ ગુણ ગ્યાન નીશ દીન મરેયુ, પ્રભુનું એ સદા મન હા
સ; હરીદાસ પ્રભુ શોભા નીરખ્યા, માગે ચરણ રજમાં વાસ.

અથ બીજુ પદ.

એની ચાલ રૂક્ષમણી હરણની.

બીજુ પ્રકરણ તે રાજસ જાણો, અધ્યાય અઠાવી માં
હે વખાણો; ૧ તેના પાછા ભેદ છે ચાર, પ્રમાણ પ્રમેય સા
ધન ફળ સાર. ૨ તેમાં પેહેલુ પરમાણ પ્રકરણ થાય, તે
ના જાણુએ સાત અધ્યાય. ૩ તેત્રીસમે વૃષભાસુર વધ
કહીએ, નારદ કંશને ઉપદેશ કરયો તે લહીએ; ૪ ચોત્રી
સમે કેશી દઇત વધ જાણી, નારદ નંદ ગ્રેહે ભવિષ વાર
તા વીખાણી. ૫ પછે વ્યામાસુર વધ થયો જેહ, પાંત્રી
સમે અક્રૂર વરજ કંશે મેલ્યા તેહ. ૬ પછે કુશળ પ્રશ્ન પુ
છયા ત્યારે, છત્રીસમે અક્રૂર સાથ મથુરાં પધારે ૭ સ્ના
ન સમે મારગમાં દરશન દીધું. અક્રૂર સાડત્રીસમે સ્તુતી ક
રી સુખ લીધુ. ૮ આડત્રીસમે મથુરાં પરવેશ. રજક મા-
રયો સુંદીર ધરી વેશ; ૯ વાયકન પરભુ દીધી મુક્તિ,

દીધી માળા સુદામાને ભક્તિ. ૧૦ ઓગણચાળીસમે કુ-
બજા કીધી સ્વરૂપ, ધનુષનો ભંગ સાંભળ્યો કંસ ભુપ.
૧૧ કંસને દુસ્વપ્ન થાય છે ભારી, રંગ મંડપમાં પધા-
ર્યા ગીરધારી. ૧૨ સાત અધ્યાયમાં પ્રમેય પ્રકરણ થાય,
ચાળીસમે કુવળ્યા પીડ વધ કેહેવાય ૧૩ રંગ મંડપમાં
પધારેચા પરભુ ઈહાં, જેને જેવો ભાવ તેને તેવાં દરશન
દીધાં તીહાં. ૧૪ પરસ્પર મળી માહાત્મ વખાણે, એકતાળી
સમે મલ્લયુદ્ધ થયું તે ટાણે. ૧૫ કંસ મામાને મારી દી
ડ્યા, માતા પીતાનાં બંધન છોડ્યાં; ૧૬ માતા પીતાનું
સમાધાન બેતાળીસમે કીધું, ૧૭ નંદાદીકને વરજ મોક-
લ્યા નાથે; વસુદેવજીને ગઉદાન દેવરાવ્યાં હાથે. ૧૮ જન્મ
સમે સંકલ્પ કીધો જેહ. પરભુજીએ ગાય દેવરાવી તેહ.
૧૯ અવંતીકા ગયા વિદ્યા ભણવા કાજે, ગુરૂ પૂત્ર લાવી
દીધો માહારાજે. ૨૦ તેતાળીસમે ઓધવ વરજ આવ્યા,
કુશળ વારતા કરી નંદજી મન ભાવ્યા. ૨૧ પ્રાતઃ વરજજ-
નને ઓધવજી મળ્યા સહી, ચુંવાળીસમે જ્ઞાન વારતા ઉ-
પદેશ કહી. ૨૨ વચન આશક્તિનાં કહ્યાં વરજ જન, શુદ્ધ
સત્વ ઉપન્યું મન. ૨૩ દ્રષ્ટાંત ભમરનું દેખને કહ્યું, તે સર્વ
ભમર ગીતમાં લહ્યું. ૨૪ પીસતાળીસમે કુબજા ઘેર પધા-
રેચા હરી, તીહાંથી ફરી મનોરથ પૂરણ કરી. ૨૫ અક્રૂર
પાંડવની શોધ લેવા ગયા તેહ, છેતાળીસમે હસ્તીનાપૂર આ
વ્યા અક્રૂર એહ. ૨૬ તીહાં સરવેની શોધ લીધી, કુંતાજી
એ દુઃખની વારતા કીધી ૨૭ આવીને પરભુજીને કહ્યું, પુ-
રવાર્ધ સંપૂર્ણ થયું. ૨૮ હરીદાસ પરભુ શોભા ગુણ ગાઉ
શોભા નીરખી કની અંગ ન સમાયું. ૨૯સ.પુર્ણ.

॥ અથ ત્રિજુ પદ ॥

એની ચાલ રતી વહુને સુંપ્યું છે રાણી રૂક્ષમણી.

ઉત્રાર્દ્ધ સાધરૂ પ્રકરણ અધીયાય સાતનું, તે તો ઉત્રાર્ધમાં થાય છે; સુડતાળીશમે અધીયાય જરાસંધ યુદ્ધ થયું, સતરમી વાર તે કહેવાય છે. ૧ અઢારમી વાર જુદ્ધને કાજે આવ્યો ઈંહાં, દ્વારકાં સમુદ્રમાં પ્રભુ વાશી સરવને મોકલ્યા તીહાં. ૨ પછે પોતે પધારયા ત્યાંહાં થકી મુચકુંદને વર દીધા એણે સ્તુતી કરી. ૩ ઓગણપંચાશે મુચકુંદ બદ્રિકાશમ ગયો, બળદેવ રેવતીજી પરણ્યાં જાણીએ; રૂક્ષમણીજીનો સંદેશો શ્રી કૃષ્ણને પાતો, પંચાશે રૂક્ષમણી હરણ વખાણીએ. ૪ એકાવનમે યુદ્ધમાં શ્રીકૃષ્ણજીની સાથે રાજા સંવર્યે, રૂક્ષમઈઆનાં મુછ મસ્તક મુંડાં કૃષ્ણજીએ બાધીયો નિવારી ગરવછે. ૫ ત્યાંથી પ્રભુજી દ્વારકાં પધારયા વિધિ પુરવક વિવાહ કરાયા, બાવનમે પ્રદ્યુમનજી પૂત્ર પ્રગટીયા, સંવર દઈત તે હરીઆ. ૬ યુદ્ધ કરી સંવર દઈતને મારી, રાણી રતીજી લેઈ ઘેર આવીઆ, ત્યાં સરવ જન જાવા મળીઆ, રૂક્ષમણીજી મન ભાવીઆ. ૭ ત્રેપનમે મણી પ્રસંગમાં જાંબુવંતી સતભામા બેવુ વરીઆ, કૂળ પ્રકરણ અધીયય સાતમાં, ચોપનથી વરણવ કરીઆ. ૮ પ્રભુજી પાંડવની શુધ્ધ લેવા પધારીઆ, ત્યાં સાંભળયું જે સતરાજીત મારીઓ સહી, સતધનવાને મારી મણિ લીધી તે, સતભામાને પૂત્રે લહી. ૯ સતભામાના આગ્રહથી, શ્રીકૃષ્ણજી ફરી પધારીઆ, સતધનવાનને મારયો મણી મળી નહી અપવાદ થયો અક્રુરને તેડાવીયા, અપવાદ ગયો મણી આવી તહી. ૧૦ પંચાવનમે શ્રીકૃષ્ણ ઇંદ્રપ્રસ્થ

પધારેચા, ને કાલીંદ્રીજી પરણ્યા કહ્યું, ખાંડવ વનનો દાહ કીધો, મિત્ર વંદા પરણ્યા તે લહ્યું. ૧૧ સત્યા ભદ્રા ને લક્ષમણા, તે છપનમે ભોમ મારયો છે હરી, સોળ સહસ્ત્ર કન્યા રોકી હતી, તે તો પ્રભુજીને વરી. ૧૨ સતાવનમે હાસ્ય પૂર્ક્વચન તેતો રૂક્ષમણીજીને કહ્યાં, પ્રતિ ઉત્તર કરી દીધો, તેતો સરવ એમાં લહ્યાં. ૧૩ અઠાવનમે શરવે સ્ત્રી ને. પુત્ર દશ થયાછે તે જાણીએ, પટરાણી આઠ જે મુખ્ય તેના, પૂત્રનાં નામ વખાણીએ. ૧૪ પ્રદ્યુમન પૂત્ર તે રૂક્ષમણીના, તેહના સુત અનિરૂધ છે, મામાની કન્યા પરણી લાવ્યા. તેતો કીધું યુદ્ધ છે. ૧૫ ઓગણસાઠમે શ્રી અનિરૂધજીને ચિત્રલેખાએ હરેચા, શોણીતપુરમાં બાણાસુર તનયા, સુપનાંતરમાં વરયા. ૧૬ ત્યાં હરેગ કારણે પધારયા, બાંધોયા નાગપાસછે, સાઠમે બાણાસુર સંગ્રામ થયો, પછે અનારૂધજી પરણી પધારેચા, પૂરી આશ છે. ૧૭ અનીરૂધજી પરણી પધારયા. ગુણ ગાન કરી ચિત ધારીએ; હરીદાસ પ્રભુ શોભા નિરખીએ, તન મન ધન સરવ વારીયે. ૧૭ ઈતિશ્રી દશમસ્કંધ અનુક્રમ આખ્યાન ત્રીજુ પદ સંપુરણ.

॥ અથ ચોથું પદ. ॥

એની ચાલ ધન્ય ધન્ય શ્રીજમુનાંજીનું નીરજી.

ચોથું પ્રકરણ સાત્વિક ત્રેવિશ અધ્યાયજી, સાત અધ્યાયમાં પ્રમેય પ્રકરણ પેહેલું થાયજી. ૧ એકસટે કુપમેથિ કરકલાશનો ઉધાર કીધોજી, તેહેના પૂરવ જન્મ વૃતાંત પ્રસિધ્ધજી. ૨ બ્રહ્મ અંશ કઠણ ઘણું તે કહીએજી, બાસટે બળદેવજી વરજ પધારેચા તે લહીએજી. ૩ સરેવને મળિ રાજ

રમાણ સુખ લીધુંજી, શ્રીજમુનાજીનું આકરશણ કીધુંજી.
૪ તેસટે પુંડરીક કાશીના રાજા જેહજી, તેહનો પૂત્ર સુ-
દક્ષણ વધ કરયો તેહજી. ૫ કાશી ભસ્મ કરીછે જ્યારેજી,
ચોસટે બળદેવજી દ્વિવિદ મારયો ત્યારેજી. ૬ પાંસટે દૂર-
યોધનની કન્યા લક્ષમણા જાણેંજી, જાંબુવંતીના પૂત્ર શ્યામ
પરણ્યા તે વખાણોજી ૭ બળદેવજી વિવાહ થયો તે કહી-
યેજી, ત્યારે હસ્તિનાપુર વાંકુ કીધું તે લહીએજી. ૮ છાસટે
નારદજી આવ્યા શ્રીક્રશ્ન ગ્રેહેજી, ગ્રહસ્થાધરમ જોતાં થા
કયા એહજી. ૯ સોળસહસ્ર ઘેર ફરે નવ જાયજી, અહ પતે
નોતમ લીલા થાયજી. ૧૦ સડસટે પ્રભુજીની આહુક વિ-
ધિજી, જેમ કરતા તેમ કરેયું પ્રસિધજી. ૧૧ નારદજીએ
આવીને કહ્યું જેહજી, પાંડવને રાજ મનોરથ થયો તેહ-
જી. ૧૨ સાધન પ્રકરણ અધીયાય સાતજી, અડસટે પ્ર-
ભુજીએ ઉધવજી કરી વાતજી. ૧૩ દુતને નારદજીએ કહ્યું
તે ચિત ધરીજી, પાંડવ પાસે ઇંદ્રપસ્થ પધારયા શ્રીહરીજી.
૧૪ અગણોતેરમે રાજસુયસ નિમિત દિશાઓ જીતીજી, જ-
રાસંધ મારી પુત્ર રાજ્ય બેસાડ્યોજી. ૧૫ બંધનથી રાજા
સરવ કરી પ્રિત મુકાવ્યાજી, શિતેરમે વસ્ત્ર ભુષણ ભોજન
કરાવ્યાંજી. ૧૬ એકોતેરમે ઇંદ્રપસ્થ પધારયા શ્રીનાથજી,
બોતેરમે યગ્નમાં શિશુપાળ વધ કરી રાખ્યા ચરણ સાથજી.
૧૭ ત્રોતેરમે શાલ્વ પ્રદ્યુમનજી, માહા યુદ્ધ દારુણ થયું
તનજી. ૧૮ ચુંમોતેરમે શાલ્વ મારયો, કરી ગદા પ્રહારજી;
હવે સાત અધીયાયમાં કુળ પ્રકરણ પ્રકારજી. ૧૯ પંચો-
તેરમે વિદુરથ દંતવક્ર તે મારયોજી, પછે પ્રભુ માહાભા-
રથ યુદ્ધમાં પધારયાજી. ૨૦ છોતેરમે બળદેવજી તિરથ
યાત્રા કરી આવ્યા તે કહ્યુંજી, યુધ સ પુરણ ત્યારે તે થયું

જી. ૨૧ સીતોતેર સુદામા જીની આગ્નાથી દ્વારીકાં આવી લાહો લીધો જી. ૨૨ બહોંતેરમે પ્રભૂ પ્રસન થઈ, સુદામાને વધભત્ર દીધોજી. ૨૩ અગન્યાએસીમે સુર્ય ગ્રહણ જાણી કુરૂક્ષેત્ર પધારયા તેહજી, વરજના સરવ મળી કુશળ પુછે સમાધાન કીધા એહજી ૨૪ એંશીમે પાંડવને મળી કુ-શળ વાતા કીધીજી, પટરાણી સરવને દ્રોપદિયે પાણી-ગ્રહણ વારતા પૂછી લીધીજી ૨૫ એકાશીએ રૂષી મુની પૂજા કરી પ્રભૂ મન ભાવ્યાજી, વસુદેવજીએ નારદ પાસે, ગ્નાન ઉપદેસ કરાવ્યાજી. ૨૬ યગ્ન કરાવ્યો વિદાય સરવને કરીજી, પછે પોતે દ્વારીકાં પધારયા શ્રીહરીજી. ૨૭ ગુણ પ્રકરણ અધ્યાય છમાં થાય એહજી, બાશીમે દેવકીજીના પૂત્ર લાવ્યા તેહજી. ૨૮ કંસે છ પૂત્ર મારયા તે જાણાજી, પાતાળ જઈ બળીરાજા પ સેથી આણ્યાજી. ૨૯ સ્તન પાન કરી પૂત્ર સ્વર્ગ પધારયાજી, દેવકીજી માતાના મોહ નિવા-ર્યાજી. ૩૦ ત્રાશીમે સુભદરા હરણ તે અરજુને કીધુંજી, પ્રભુજી સુત દેવ જનક ગ્રહે, પધારી સુખ દીધુંજી. ૩૧ ચોરાશીએ સરવ રૂપી મળી પરીક્ષા કરીજી, બ્રહ્મા વીસ્નું શિવ તેમાં મોટાઈ શ્રીહરીજી. ૩૨ નિશ્ચે કરી ઠરાવ્યું એ નહીજી. વેદ સ્તુતી કરી તે કહીજી. ૩૩ પંચાસીએ ભજન કેહેનું શ્રેષ્ટ તે કહ્યાએજી, વરકાસુરનું આખ્યાન કહ્યું તે લહીએજી. ૩૪ લોકા લોક જઈ વીપ્રનો મારયો પૂત્ર લા-વ્યા તેહજી, છાશીમે અધ્યાય લગી ચરીત્ર કહ્યાં જેહજી. ૩૫ સત્યાશીએ રાજ નીતી ગ્રહસ્થાશ્રમ પરકારજી, ગણના ન થાય યાદવ કુળ બહુ વીસ્તારજી. ૩૬ શ્રી વલભજીના ચરણ કમળના આશજી, શોભા નીરખી ગુણ ગાએ હ-રીદાસજી ૩૭.

# अथ एकादस स्कंध प्रारंभ.

એની ચાલ શ્રી વલ્લભ ગુણ ગાઉરે, કે લીલા છે ઘણી.

સ્કંધ એકાદસમાંરે લીલા મુકિત કહી, પ્રકરણ બે એનાં રે, જીવ મુકિત બ્રહ્મ મુકિત સહી. ૧ જીવ મુકિત પ્રકરણ પેહેલુંરે, તેના ભેદ બે જાણીએ; અધ્યાય ઓગણત્રીસ લગીરે, એહ વખાણીએ. ૨ એતો સરવે સંપુર્ણરે, એકત્રીસ અધ્યાય છે; બ્રહ્મ ભાવના અધ્યાયરે પંચ કેહેવાય છે ૩ પેહેલા અધ્યાય માંહેરે, યાદવકુળને બ્રહ્મ શ્રાપ થયો; બીજે વસુદેવજીનેરે નારદે ગ્નાન ઉપદેશ કહ્યો. ૪ નવ યોગેસ્વરનો સંવાદ જનક ચક્ર થયા, તે કવીને ઘણી બહુરે વચને કહ્યા. ૫ ત્રીજે અંતરીક્ષ પ્રબુ રે કહ્યું, તે એમાં લહું. ૬ ચોથે યોગેસ્વરરે, ત્રિગુણ અવતાર કહ્યાં, ચોવીસં અવતારરે એમાં વરણવી લહ્યાં. ૭ પાંચમે ચમસકરે, ભાભાજનનો સંવાદ થયો જાણીએ, સાયુજય મુકિત અધ્યાય એમાંરે તે કહી વખાણીએ. ૮ છઠે દેવતા સરવે સ્તુતી કીધીરે, યાદવને આગ્ના દીધી શ્રી હરી; પ્રભાસ જઈ યગ્નાદીક કરયો રે, એ વાત સરવે ચિત ધરી. ૯ ઉધવ આવી પ્રશ્ન કીધા રે, સાતમે અવધુતનો ઈતિહાસ કહ્યો; ચોવીસ ગુરૂના ગુણ લીઆરે, રાજ્ય દુનો સંવાદ થયો. ૧૦ આઠમે ચોવીસ ગુરૂનું કારણરે, દસમે ઉધવજીને ગ્નાન ઉપદેસ તે સહી; એકાદસમે ભકત સેવા કરોરે, તેને માયા બાધે નહી. ૧૧ દ્વાદસમે સાધુ સંગતરે, એમાં એવું ભાખે; ત્રયોદસમે તત્વ ગ્નાન કેરોરે, સરવ વિષે સામાન્ય દ્રષ્ટી રાખે. ૧૨ ચતુર્દસે ભકિતનો યોગ ઉત્કૃષ્ટ કરોરે, પછે ધ્યાન સ્વરૂપ કહ્યું; પંચ

દસે અષ્ટાદસ સુધીરે પ્રાપ્તો થાય તે લહુ. ૧૩ વિભુતીનુ સ્વરૂપ કે, સોળસમે અધ્યાય જાણો; સતાડસે અષ્ટાદસરે, વ રણાશ્રમ ધરમ વખાણો. ૧૪ ભક્તિ યોગ એ નિયમેરે, અધીયાય ઓગણીસમે; જ્ઞાનયોગ કરમ યોગને ભક્તિયો ગરે, વીધી લક્ષણ વીસમે. ૧૫ વીધી નિષેધ કરતચરે, એ કવીસ કેહેવાય છેરે; તત્ત્વ નિશ્ચયાતમકાદિક કરેરે, બાવીસમે થાય છે. ૧૬ ભીક્ષુ ગીતાનું વરણવરે, અધીયાય તેવીસમે સાંખ્ય યોગાદિ લક્ષણાદીરે, વરણવ ચોવીસમે. ૧૭ પંચવી સમે યોગ લક્ષણાદિરે, છવીસ ઇલોપાખ્યાન સહી; પુરૂષા રાધન વીધીરે, સતાવીસમે અધીયાય કહીરે. ૧૮ યોગાચાર વરણવરે, અઠાવીસમે કેહેવાય છે; ઓગણત્રીસમે યોગ ક મારગે મારગ કહીરે, ઉધવજીનો બીગદ થાય છે. ૧૯ બ્ર હ્મ મુંકિત પ્રકરણરે, અધીયાય બેનુરે; તેના છે ભેદ બે, ત્રીસમે મમતા ત્યાગરે. દ્વારિકાંથી આવ્યા પ્રભાસ લીલા ક રી. ૨૦ એકત્રીસમે અહતા ત્યાગરે, તેતો બ્રહ્માદીક સ્તુ તી કરી; હરીદાસ પ્રભુ શોભા નિરખીરે, નિજ ધામ પધા રયા શ્રી હરી. ૨૧

# अथ द्वादस स्कंध प्रारंभ

એની ચાલ સાહેલીરે શ્રીજીને નિરખીએ.

દ્વાદસ સ્કંધ અધીયાય એના તેર છે, અધીયાય એ લીલારે પ્રકરણ પાંચ જાણી; સદા ગુણ ગાઇએ, એક લોકા- શ્રય બીજો વેદાશ્રયરે. ત્રીજુ પ્રકરણ વખાણી સદા ગુણ ગાઇએ. ૧ ચોથુ શબ્દાશ્રય પાંચમુ અરથાશ્રય એ પાંચ- માં પેહેલુ લોકાશ્રય એહ, સદા ગુણ ગાઇએ પેહેલા ૨.

અધીયાયમાંરે રાજા તે કહ્યા, બીજા અધીયાયમાં આગ-
ળ થાશે તેહ. સદા ગુણ૦ ૩ બીજુ પ્રકરણ વેદાશ્રય અ-
ધીયાય ત્રીજેથી તેમાં તે યુગ યુગના સરેવ ધરમ કેહેવાય.
સદાગુણ૦ ૪ ચોથે યુગ યુગનાં પ્રમાણ કહ્યાં, પ્રલયકાળ
નોરે એમાં વરણવ થાય. સદાગુણ૦ ૫ ત્રીજુ પ્રકરણ ભ
ગવદાશ્રય ત્રણ પ્રકરણ અધીયાયમાં પુરાણરે, ભગવદાશ્રયણી
સદા ગુણ૦ ૬ પાંચમે પરમાણ લક્ષણ પરિક્ષિતને સરપ
ડંશ કહયો, છઠે પરીક્ષિતનેરે મોક્ષ થયો નીવારણ. સદા
ગુણ૦ ૭ સરેપ યજ્ઞ વેદ સંખ્યા વરણવ કહુ, સાતમે પ-
ણરે વેદ સખ્યા વરણવ. સદા ગુણ૦ ૮ ચોથુ પ્રકરણ શ
બ્દાશ્રય અધીયાય વરણનું એનો શ્રી ભાગવતનો આશ્રય
કરવો એહ. સદા ગુણ૦ ૯ ભાગવત સ્વરૂપ શ્રી ભાગવત
છે સહી, ભાવ કરીરે કીજે નિત્યે ગ્યાન. સદા ગુણ૦
૧૦ આઠ અધીયાયથી મારકંડ આખ્યાન છે, નવ દસ જ
ગીરે મારકંડેય આખ્યાન છે સદા ગુણ૦ ૧૧ એકાદસે
સુર્ય દ્વાદસે પૂરવોક્ત થયું, તે સંક્ષેપ કહ્યા. સદા ગુણ૦
૧૨ ત્રયોદસે પૂરાણ સખ્યા કહીરે, ફળ શ્રુતિ પણ એ-
મા થાય. સદા ગુણ૦ ૧૩ નિબંધોક્ત સરેવ આખ્યાન
થયાં; શ્રી ભાગવતરે, મહીમાય અપરમપાર. સદા ગુણ૦
૧૪ હરીદાસ પરખુ શોભા નિરખીને ગુણ ગાઇએરે, જા
વું બલીહાર સદા ગુણ ગાઇએરે. ૧૫

**સમાપ્ત**

# अथ श्री द्वारकांनी परीक्रमा

શંખો દ્વારે સંખ નારાયણ, પરમ પૂરૂષ પરમેશ્વરજો;
બ્રહ્માદીક ઈંદ્રાદીક શેવે, હેલી દેવ તે તેત્રીશ કોડજો. ૧
દસ અવતારે દરશન દીધાં, મીટયા ત્રીવીધી તન તાપજો;
શંખતલાવે સ્નાન આરંભ્યે, હેલીમટે જનમનાં પાપજો. ૨
ભકત વછળ ભકતના ભીરૂ, જાનકીજીવન રામજો; ભરત
શતરૂધન લછમન ભ્રાતા, હેલી આપને પૂરણ કામજો. ૩
નારાયણની શોભા સુંદર, લક્ષ્મીજીના કંથજો; એહેના દ-
રશન આવે પ્રાણી, મીટે છે મનની ભ્રાંતજો. ૪ કેશવરાય
કરૂણામય સાગર, હેલી જગનાથ જગદીશજો, આદ્યનારા-
યણ અલક નીરંજન, સકળ ભોવનપતી ઈશજો. ૫ પંચ-
વક્ત્ર તરૂણેશ્વર પુજા, હેલી કપીલેશ્વર માહાદેવજો; નરસ-
ઈજીનાં દરશન કીધાં, સકળ સુરાસુર સેવજો. ૬ ચંદ્રભાગા
ઓર કબીર ચોરા, વીદુર તણા ગોપાળજો; નાગાના નારા-
યણ સ્વામી, હેલી સંત કેરા પ્રતીપાળજો. ૭ મીરાંબાઈ
હરીની દાસી, ગીરધરલાલ શું જાણીજો: ઈંદ્ર પાટની બડી
હવેલી, ત્યાંહાં વલ્લભકુળનો વાસજો. વૈષ્ણવજન ત્યાં કી-
રતન ગાવે, આનંદ મન ઉલાસજો. ૮ એહુને દરશન
આવે પ્રાણી, પાવન કરે શ્રીનાથજો. ૯ રમણદીપ રણ-
છોડ બીરાજે, આનંદ પુરણ બ્રહ્મજો; નારદ તુમર ત્યાં
ગાન કરે, શું જોતાં જાય મનની ભ્રાંતજો. ૧૦ કુસેશ્વર
ઓર ગણપતજીને, પ્રેમે લાગુ પાયજો; નીજ મંદીર જઈ
શીશ નમાવે, તેનો જનમ કૃતારથ થાયજો. ૧૦ છત્ર ચ-
મરની શોભા સુંદર, એ ચૌદ લોકનો નાથજો; ત્રીકમ તેજ
પરતાપ અલોક છબી, માધવ મદન ગોપાળજો. ૧૨ ક-

કલ્યાણરાય કરૂણામય સાગર, પૂરૂષોતમ પ્રતીપાળજો; માતા દેવકી શ્રી લક્ષ્મીજી, સત્યભામા શોભા સિંધુજો. ૧૩ પ્રેમપૂંજ અમ્બુજાન બડંતી, ત્યાંહાં રમે નંદાનંદજો; નટવરલાલ ગોવરધનધારી, ગોપીપત ગોપાળજો; મુકુંદ મધુસુદન જાંબુવંતી, શ્રીપતી પરમકૃપાળજો. ૧૪ નારદાદીક સનકાદીક શવે, દેવ તે તેત્રીસક્રોડજો; ગરૂડ અંબાજી પ્રહલાદાદીક, બહુ રહ્યા કરજોડજો ૧૫ ચરણકમળ ગોમતીએ નાહ્યા, ત્યાંહાં સુરજની જોતજોઃ રૂક્ષ્માણી કુંડે નાહાતાં ધોતાં, ગઈ છે મનની ભ્રાંતજો. ૧૬ કાળીને કાળેંદ્રી નાહ્યાં, શંખોદ્ધાર ધામજો; તેહની ધજાનાં દરશન કીધાં, તાયાં પામે વીશ્રામજો. ૧૭ પદમતીરથ બાણગંગા નાહ્યાં, ત્યાંહાં તુળશીનો વાસજો; સતભામાને આંગણીએં કાંઈ કલ્પવૃક્ષનું ઝાહાડજો. ૧૮ સેહેશ્ર અઠયાશી રૂષી તપ્યાં, જો બાસા કોટડી ધામજો, રૂષી કીપાએ પામીએ; મુક્ષનારાયણનું નામજો. ૧૯ ઝાહાડામાં હનુમાન બીરાજો, નવનાથ ચોરાશી સાધજો; એને દરશન જાયે પ્રાણી, આપેછે બહુ રીધજો. ૨૦ પ્રેમલા નીલેશ્વર સ્વામી. અભયા અભેપદ ધામજો; મહમાયાને પાગ્યે લાગુ. આપ તે પૂરણ કામજો. ૨૧ પરીક્રમા પરમેશ્વર કેરી, પૂરે સહુની આશજો; કેસરસ્નેહી નંદકુંવરનો, જન્મ જન્મનો દાસજો. ૨૨

# શ્રી દ્વારકાંની પરીક્રમા બીજી

જોજોજો રણછોડ રંગી, ત્રીકમરાય માધવરાય અંગી; કલ્યાણરાય પુરૂષોતમ સંગી. જોજોજો રણછોડ રંગી. ૧ હું અષ્ટ પટરાણી વાસી, શ્રી રાધાસુખની રાસી;

ટેમ કરે છે બહુ દાસી, જોજોજો રણછોડ. ૨ દરશન ક-
રી પાવન થઇએ, તીરથનો મહીમા લહીએ; પ્રેમે પરીક્રમા
જઇએ. જોજોજો રણછોડ. ૩ પરથમ પંચપાળે નાહા
વું, દામોદરરાય ગોમતી જાવું; પાંડવ ઘાટે પાવન થાઉ.
જોજોજો રણછોડ૦ ૪ ગોઉ ઘાટે ગઉની ખરીએ, પઇશા
રૂપઇયા ધરીએ; ભયોમુખ્ય બ્રાહ્મણને કહીએ. જોજોજો ર
ણછોડ૦ ૫ તોવાંથી બાંણ ગંગા જાવુ, આવી સંગમમાં
નાહાવું; ચક્ર તીરથ ચીતમાં ચાહાવું, જોજોજો રણછોડ૦
૬ જ્ઞાન પાવન જ્ઞાને થાવું, સાંમે સીધનાથમાં જાવું; હીં-
ડતાં હરીના ગુણ ગાવું, જોજોજો રણછોડ૦ ૭ બ્રહ્મા
સાવત્રી વાવ્ય, દામોદરરાય કુવે નાહાય; દરશન એ મંદરી
થાય, જોજોજો રણછોડ૦ ૮ ભાગીરથી ગંગાએ ચાલો, રૂ
ક્ષમણી ડેરામાં માહાલો; ગજપાપક તાંહાં નીહાળો, જોજો
જો રણછોડ૦ ૯ કકલાસ્ય કુંડ લીધો અવતાર, કાંચીડાનો
કીધો ઉદ્ધાર; હરીના ચરણ શીરોમણ સાર, જોજોજો૦
૧૦ જય વજે પ્રભુના છે પ્રતિહાર, તેને નમીએ વારંવાર
ચરણામ્રત લે પ્રભુને દ્વાર, જોજોજો રણછોડ૦ ૧૧ ભુ
જાએ શંખ ચક્ર લખાશે, તેનું દરશન જો કરશે; તે ભ
વ સાગરમાં તરશે, જોજોજો રણછોડ૦ ૧૨ તેનાથી પ્ર-
સન થાશે, પ્રેમે પરીક્રમા ગાશે; વઇમાને બેશી વઇકુંઠે
જાશે, જોજોજો રણછોડ૦ ૧૩ દ્વારકાં માહાતમમાં કેહેછે,
મહીમા મોટેરા લેહેછે; નાહીને દાન કરી દેછે, જોજોજો
રણછોડ૦ ૧૪ તેનો જન્મ સફળ થાશે; વળી કોઇ દ્વારકાં
જાશે; નાહીને હરીના ગુણ ગાશે, જોજોજો રણછોડ
રંગી. ૧૫